(૧) પૂ. હસ્તીશ્રીજી મહારાજે કરેલી તપશ્ચર્યાઃ–આઠ અઠ્ઠાઈઓ, એક સત્તર ઉપવાસ, ૧ અગ્યાર ઉપવાસ, તથા દરેક પર્વતિથિએ કઈ ને કઈ તપશ્ચર્યા ચાલુ હતી

(૨) હસ્તીશ્રીજી મહારાજના ચાતુર્માસની યાદી–
૧ નાણામા, ૧૦ પાલીતાણામા, ૧ છત્રાસણમા, ૫ અમદાવાદમા, ૧ મહેસાણા, ૧ પાલનપુર, ૩ ભારજા, ૨ વિજાપુર ૩ હુનાવા, ૬ માદડી ૯ લાઠારા

(૩) તીર્થસ્પર્શનાઃ–સૌરાષ્ટ્રના અનેક તીર્થો, મારવાડની પચતીર્થી આદિ ઘણા સ્થળોએ ભવ્ય જિનાલય સ્થિત અનુપમ બિબોના દર્શન કરી આત્માને પવિત્ર બનાવ્યો હતો.

પ્રાતે મ ૨૦૨૯ની સાલમા લાઠારામા ચાતુર્માસ રહ્યા આ ચાતુર્માસમા અનેકવિધ ધાર્મિક પ્રવૃત્તિઓ કરાવી, સ. ૨૦૨૯ના આસો વદ ૪ ને રવિવારે સવારે પ્રતિક્રમણ કર્યા બાદ ૪ાા વાગે નમસ્કાર મહામત્રનુ ધ્યાન ધરતા, સુખ-સમાધિએ આ નશ્વરદેહને તજી સ્વર્ગમા સિધાવ્યા

"કોટિશ વદન હો–અજર–અમર આત્માને"

ચરણ કિકરી પુષ્પાશ્રીની વદના

# સહાયકોની શુભ નામાવલિ:-

૫૫૧-૦૦ ગુપ્ત સહાય

૪૫૧-૦૦ શાહ કાન્તિલાલ કારૂલાલ, રંગવાળા મારકેટ —અમદાવાદ

૨૦૧-૦૦ શ્રી મુલચંદ વરધીચંદ જોધપુરવાલા

૨૦૧-૦૦ ,, મગરૂપચંદ વનેચંદ ભંડારી-મુડારાવાલા

૧૫૧-૦૦ ,, મગનલાલ વગતમલ-સરૂપગંજવાલા

૧૦૧-૦૦ ,, ભીમરાજ સરેમલ-શિવગંજવાલા

૧૦૧-૦૦ ,, કંચનલાલ ભગવાનદાસ-રોહિડાવાલા.

૧૦૧-૦૦ ,, ધનરાજ જોરાવરમલ-રોહિડાવાલા

૧૦૧-૦૦ ,, શેષમલ મેલાપચન્દ-રોહિડાવાલા

૧૦૧-૦૦ ,, હજારીમલ જેતાજી-સરૂપગન્જવાલા

૧૦૧-૦૦ ,, મુલચંદ ઉદેચંદ-વિખરણીવાલા

૧૦૧-૦૦ ,, અમૃતલાલ છોટાલાલ-અમદાવાદ

૧૦૧-૦૦ ,, ચુનીલાલ સુરજમલ ,,

૫૧-૦૦ શ્રી કાન્તિલાલ મણીલાલ કોઠારી-દાદાસાહેબની પોળ-અમદાવાદ.

૫૧-૦૦ ,, ચોકસી ચંદુલાલ ગોકળદાસ ,, ,,

૫૧-૦૦ ,, ભાયલાલ માણેકલાલ-પાંજરાપોળ —અમદાવાદ

૫૧-૦૦ ,, મોહનરાજ વનેચંદ કોઠારી-ઘાનેરાવવાલા

૪૧-૦૦ ,, નાથુલાલ પુનમચંદ-વિખરણીવાલા

૨૫-૦૦ ,, રમણલાલ રાજમલ-શાહપુર, અમદાવાદ

૨૫-૦૦ ,, સરદારમલ પાબુદાનજી-નવા માધુપુરા, અમદાવાદ

# અ નુ ક્ર મ ણિ કા



પૂ. સા. સ્વયંપ્રભાશ્રીજી મ.   પૂ. સા. પુષ્પાશ્રીજી મ.

ॐ ह्रीं श्री शंखेश्वर पार्श्वनाथाय नमः

# अथ विविधस्तुतयः

दर्शनं देवदेवस्य, दर्शनं, पापनाशनं, दर्शनं स्वर्ग सोपानम्, दर्शनं मोक्षसाधनम् ॥ १ ॥ दर्शनेन जिनेन्द्राणां, साधूनां वन्दनेन वा, न तिष्ठति चिरं पापं, छिद्र हस्ते यथोदकम् ॥२॥ जात्यष्टनकावदात, कृष्ण जटा मुकुटमंडितो वृषभ, इक्ष्वाकु-वंशतिलक-त्रिभुवनचूडामणिर्भगवान् ॥३॥ सुवर्णवर्णं गजराजगामिनं, प्रलंबबाहुं सुविशाललोचनम्, नरामरेन्द्रैः स्तुतपादपंकजं, नमामि भक्त्या ऋषभं जिनोत्तमम् ॥४॥ श्रीमन्नाभिकुलादित्य, मरुदेव्य गज प्रभो, संसाराब्धिमहापोत, जय त्वं वृषभध्वज ॥५॥ ॐ नमो विश्वनाथाय, जन्मतो ब्रह्मचारिणे, कर्मवल्लीवतृच्छेद-नेमये रिष्टनेमये ॥६॥ पार्श्वनाथ नमस्तुभ्य, विघ्नविध्वंसकारिणे, निर्मल सुप्रभात ते, परमानंद दायिने. ॥७॥ अश्वसेनावनीपाल, कुक्षिचूडामणे प्रभो, वामासूनो नमस्तुभ्य, श्रीमत्पार्श्वजिनेश्वर ॥८॥ देवोनेक भवार्जितो र्जितमहापाप प्रदीपानलो, देव. सिद्धिवधू विशाल हृदयाल कारहारोपम, देवोष्टादशदोष सिंधुरघटा निर्भेद पंचाननो, भव्यानां विदधातु वांछित फल श्रीवीतरागो जिन ॥९॥ कल्याणपाद पाराम, श्रुतगंगा हिमाचलम्, विश्वत्रयेशितारं, तं, वंदे श्रीज्ञात नंदनम् ॥१०॥ पान्तु वः श्रीमहावीर स्वामिनो देशनागिर, भव्यानामान्तरमल-प्रक्षालनजलोपमाः ॥११॥ अद्य मे सफलं जन्म, अद्य मे सफला क्रिया, अद्य मे सफलं गात्रं,

જિનેન્દ્ર તવ દર્શનાત્ ॥૧૨॥ સરસ શાંતિ સુધારસ સાગરં; શુચિતરં ગુણરત્ન મહાકરમ્; ભવિક પંકજ બોધ દિવાકરં, પ્રતિદિનં પ્રણમામિ જિનેશ્વરમ્ ॥૧૩॥ અર્હન્તો ભગવન્ત ઈન્દ્રમહિતાઃ સિદ્ધાશ્ચ સિદ્ધિ સ્થિતા, આચાર્યા જિનશાસનો-ન્નતિકરાઃ પૂજ્યા ઉપાધ્યાયકાઃ; શ્રીસિદ્ધાન્ત સુપાઠકા મુનિ-વરા રત્નત્રયારાધકાઃ પંચૈતે પરમેષ્ઠિનઃ પ્રતિદિનં કુર્વન્તુ વો મંગલમ્ ॥૧૪॥

## સ્તુતિ ચોવીશી

શ્રી તીર્થરાજ વિમલાચલ નિત્ય વંદો; દેખી સદા નય-નથી જેમ પૂર્ણ ચંદ્રો; પૂજે મલી સુરવરો નરનાથ જેને, ધોરી સદા ચરણ લંછન માંહી તેને ॥૧॥ શ્રેયાંસના ઘર વિષે રસ ઇક્ષુ લીધો, ભિક્ષા ગ્રહી નિજ પ્રપૌત્ર સુપાત્ર કીધો; માતા પ્રતિ વિનય ભાવ ધરી પ્રભુએ, અર્પ્યું અહો પરમ કેવળ શ્રી પ્રભુએ ॥૨॥ દેવાધિદેવ ગજલંછન ચંદ્રકાંતિ, સંસાર સાગર તણી હરનાર ભ્રાંતિ; એવા જિનેશ્વરતણા યુગપાદ પૂજો, દીઠો નહિ જગતમાં તુમ તુલ્ય દુજો. ૩ જન્મ્યા તણી નયરી ઉત્તમ જે અયોધ્યા, ત્રાતા નરેશ પ્રભુના જિતશત્રુ રાજા, દેદીપ્યમાન જનની વિજયા સ્વી-કારી, સેવો સદા અજિતનાથ ઉમંગકારી. ૪ વાધે ન કેશ શિરમાં નખ રોમ વ્યાધિ, પ્રસ્વેદ ગાત્ર નહિ લેશ સદા સમાધિ, છે માંસશોણિત અહો અતિ શ્વેતકારી, હે સ્વામી સંભવ સુસંપદ ગાત્ર તારી. ૫ છે શ્વાસ અંબુજ સુગંધ સદા પ્રમાણે, આહાર ને તુમ નિહાર ન કોઈ જાણે; એ ચાર

છે અતિશયો પ્રભુ જન્મ સાથે, વદુ હમેશ અભિનંદન જોડી હાથે ૬ ભૂમંડલે વિહરતા જિનરાજ જ્યારે, કાંટા અધોમુખ થઈ રજ શુદ્ધ ત્યારે, જે એક જોજન સુધી શુભ વાત શુદ્ધિ, એવા નમુ સુમતિનાથ સદા સુબુદ્ધિ ૭ વૃષ્ટિ કરે સુરવરો અતિ સૂક્ષ્મ ધારી, જાનુ પ્રમાણ વિશ્ચે કુસુમો શ્રીકારી, શબ્દો મનોહર સુણી શુભ શ્રોત્રમાંહી, શ્રી પદ્મ-નાથ પ્રભુને પ્રણમું ઉછાહિ ૮ સેવા કરે યુગલ યક્ષ સુહકરો ને, વીજે ધરી કર વિષે શુભ ચામરોને, વાણી સુણે સરસ જોયણ એક સારી, વદુ સુપાર્શ્વ પુરૂષોત્તમ પ્રીતિકારી ૯ જલ્પે જિનેદ્ર મુખ માગધી અર્ધભાષા, દેવો નરો તિરિગણો સમજે સ્વભાષા, આર્યો અનાર્ય સઘલા જન શાન્તિ પામે, ચદ્ર પ્રભુ ચરણ લછન ચદ્ર નામે. ૧૦ વૈરી વિરોધી સઘલા જન ત્યા વિસારે, મિથ્યાત્વીઓ વિનય વાક્ય મુખે ઉચારે, વાદી કદી અવિનયી થઈ વાદ માડે, દેખી જિનેશ સુવિધિ જિન સર્વ છાંડે ૧૨ જે દેશમાં વિચરતા જિનરાજ જ્યારે, ભીતિ ભયકર નહિ લવલેશ ત્યારે, ઈતિ ઉપદ્રવ દુકાળ તે દૂર ભાજે, નિત્યે કરૂં નમન શિતળનાથ આજે ૧૨ છાયા કરે તરૂ અશોક સદૈવ સારી, વૃક્ષો સુગધ શુભ શીતળ શ્રેયકારી, પચ્ચીસ જોયણ લગે નહિ આધિ વ્યાધિ, શ્રેયાસનાથ તુમ સેવનથી સમાધિ ૧૩ સ્વપ્નો ચતુર્દશ લહે જિનરાજ માતા, માતગને વૃષભ સિંહ સુલક્ષ્મી દાતા, નિર્ધૂમ અગ્નિ શુભ છેવટ દેખી તેને, શ્રી વાસુપૂજ્ય પ્રભુના શુભ સ્વપ્ન થાને. ૧૪ જે પ્રાતિહાર્ય શુભ આઠ અશોક વૃક્ષે, વૃષ્ટિ કરે કુસુમથી સુરનાદ દક્ષે, બે ચામરો

શુભ સુખાસ નમસ્કરો તે, છે છત્ર હે વિમળનાથ સુદું- દુભી તે. ૧૫ સંસ્થાન છે સમ સદા ચતુરસ્ર તારૂં, સંઘેણુ વજ્રઋષભાદિ દીપાવનારૂં, અજ્ઞાન ક્રોધ મદ મોહ હર્યા તમોએ; એવા અનંત પ્રભુને નમીએ અમોએ. ૧૬ જે કર્મથી પ્રભુ તમેજ મૂકાવનારા. સંસાર સાગર થકી તમે તારનારા, છો વજ્ર લાંછન તમે શોભાવનારા, શ્રી ધર્મનાથ પદ શાશ્વત આપનારા. ૧૭ શ્રી વિશ્વસેન નૃપનંદન દિવ્ય કાન્તિ, માતા સુભવ્ય અચિરા તસ પુત્ર શાન્તિ, શ્રી મેઘના ભવ વિશે સુર એક આવી, પારેવ સિંચકનાં સ્વરૂપો બતાવી. ૧૮ પારેવને અભય જીવિતદાન આપ્યું, પોતાતણું અતિય કોમલ માંસ કાપ્યું, તેવા મહા અભયદાનથી ગર્ભવાસે, મારી ઉપદ્રવ ભયંકર સર્વ નાસે. ૧૯ શ્રી તીર્થનાયક થયા વલી ચક્રવર્તી, બન્ને લહી પદવીઓ, ભવ એકવર્તી; જે સાર્વભૌમ પદ પંચમ ભોગવીને, તે સોલમા જિનતણા ચરણે નમીને. ૨૦ ચોરાશી લક્ષ ગજ અશ્વ રથે કરીને, છન્નું કરોડ જન લશ્કર વિસ્તરીને; તેવી છતે અતિ સમૃદ્ધિ તજી ક્ષણીકે, શ્રી કુંથુનાથ જિન ચક્રી થયા વિવેકે. ૨૧ રત્નો ચતુર્દશ નિધાન ઉમંગકારી, બત્રીશ બદ્ધ નિત નાટક થાય ભારી; પ્રધાનને સહસ ચોસઠ અંગનાઓ, તેવી તજી અર જિનેશ્વર સંપદાઓ. ૨૨ નિત્યે કરે કવલ ક્ષેપન કંઠ સુધી, ષટ્ મિત્રને તરણ કાજ નિપાઇ બુદ્ધિ; ઉદ્યાન મોહન ગૃહે રચી હેમ મૂર્તિ, મલ્લિ જિનેશ, પડિમા ઉપકાર કર્તી. ૨૩ નિસ્સંગ દાન્ત ભગવંત અનંત જ્ઞાની, વિશ્વોપકારી કરૂણાનિધિ આત્મધ્યાની, પંચેંદ્રિયો વશ કરી હણી કર્મ આઠે,

વદો જિનેદ્ર મુનિસુવ્રત તેહ માટે ૨૪ ઈદો સુરો નરવરો મળી સર્વ સગે, જન્માભિષેક સમયે અતિ ભક્તિ રગે, વિદ્યાધરી સુરવરી શુભ શબ્દ રાગે, સંગીત નાટક કરે નમિ નાથ આગે ॥ ૨૫ ॥ રાજીમતી ગુણવતી સતી સૌમ્યકારી, જેને તમે તજી થયા મહા બ્રહ્મચારી, પૂર્વ ભવે નવ લગે તુમ સ્નેહ ધારી, હે નેમિનાથ । ભગવંત પરોપકારી ॥ ૨૬ ॥ સમ્મેત શૈલ શિખરે પ્રભુ પાર્શ્વ સોહે, શખેશ્વરા અમીઝરા કલિકુડ મોહે, શ્રી અશ્વસેન કુલદીપક માત વામા, નિત્યે અચિત્ય મહિમા પ્રભુ પાર્શ્વ નામા ॥ ૨૭ ॥

## ભગવાન સન્મુખ બોલવાની સ્તુતિઓ

ભવથી બનેલો ગાભરો હું ચિહુ દિશાએ રખડીયો, આધારથી અળગો થયેલો આપ વિણ દુખ પામતો, ધારક અનતા વીર્યનો દેતા ટેકો જગતને, હે નાથ ભવ અટવી ઉતારી કર હવે નિર્ભય મને ॥ ૧ ॥ હે નાથ નિર્મળ થઈ વસ્યા, આપ દૂરે મુક્તિમાં, તોયે રહ્યા ગુણ ઓપતા, મુજ ચિત્ત રૂપિ શક્તિમા, અતિ દૂર એવો સૂર્ય પણ શુ આરસીના સગથી, પ્રતિબિબ રૂપે આવી આહ, ઉદ્યોતને કરતા નથી ॥ ૨ ॥ હે નાથ આ સસાર સાગર, ડૂબતા એવા મને, મુક્તિ પુરીમા લઈ જવાને જહાજ રૂપે છો તમે, શિવ રમણીના શુભ સગથી, અભિરામ એવા હે પ્રભો, મુજ સર્વ સુખનુ મુખ્ય કારણ છો તમે નિત્યે પ્રભુ ॥ ૩ ॥ સેવા માટે સુરનગરથી,

દેવનો સંગ તુરત આવે, ભકિત ભાવે સુરગિરિ ઉપરે, સ્નાત્ર પૂજા રચાવે, નાચ્યા રંગે નમન કરીને, પૂર્ણ આનંદ પાવે, સેવા સારી સુવિધિ જિનજી, કોણને ચિત્ત નાવે ॥ ૪ ॥ શકિત મળે તો મુજને મળજો, જિન શાસન સેવા સારૂં, ભકિત મળો તો મુજને મળજો, જિન શાસન લાગે પ્યારૂં, મુકિત મળે તો મુજને મળજો, રાગ, દ્વેષ, અજ્ઞાન થકી, મળો નિરંતર પ્રભુ તુજ શાસન, એવી શ્રદ્ધા થાય નકી ॥૫॥

## પ્રભુ પ્રદક્ષિણા વખતે બોલવાના દુહા

કાલ અનાદિ અનંતથી, ભવ ભ્રમણનો નહિ પાર; તે ભ્રમણ નિવારવા, પ્રદક્ષિણા દઉં સાર. (૧) દર્શન જ્ઞાન ચરિત્ર રૂપ; પ્રદક્ષિણા ત્રણ નિરધાર; ત્રણ પ્રદક્ષિણા તે કારણે, ભવ દુઃખ ભંજનહાર. (૨) ભમતીમાં ભમતાં થકાં, ભવ ભાવઠ દૂર પલાય; પ્રદક્ષિણા તે કારણે, ભવિક જન ચિત્ત લાય. ॥૩॥

## સાથીઓ કરતી વખતે ભાવવાના દુહા

તેમાં પ્રથમ ચોખાની સિદ્ધશિલા અને ત્રણ ઢગલીઓ કરતી વખતે ભાવવું કે—

ં

० ० ०

卐

દર્શન જ્ઞાન ચારિત્રના, આરાધનથી સાર; સિદ્ધશિલાની ઉપરે, હો મુજ વાસ શ્રીકાર. ॥૧॥

## હવે સાથીયો કરતી વખતે

અક્ષત પૂજા કરતાં થકા, સફળ કરૂ અવતાર, ફળ માંગુ પ્રભુ આગળે, તાર તાર મુજ તાર. ॥૨॥ સાંસારિક ફળ માગીને, રવડયો બહુ સસાર, અષ્ટકર્મ નિવારવા, માંગુ મોક્ષફળ સાર ॥૩॥ ચિહુગતિ ભ્રમણુ સસારમાં, જન્મ મરણુ જંજાલ, પચમ ગતિ વિણુ જીવને, સુખ નહિ ત્રિહુ કાલ ॥૪॥

## શ્રી સીમધર સ્વામીના દુહા.

અનત ચોવીશી જિન નમું, સિદ્ધિ અનતી કોડ, કેવલ નાણી થિવિર સવિ, વંદુ બે કર જોડ ॥૧॥ બે કોડી કેવલધરા, વિરહમાન જિન વીશ, સહસ કોડી યુગલ નમુ, સાધુ નમો નિશદિન ॥૨॥ જે ચારિત્રે નિર્મળા, તે પંચાનન સિહ, વિષય કષાયને ગંજીયા, તે પ્રણુમુ નિશદિશ ॥૩॥ રાંક તણી પરે રડવડયો, ન ધણીયો નિરધાર, શ્રી સીમધર સાહિબા, તુમ વિણુ ઈણે સંસાર ॥૪॥ ભરત ક્ષેત્રમાં હુ રહ્યો, મહાવિદેહ ક્ષેત્રમા આપ, ઈહા થકી હું વિનવું, ભવજલ પાર ઉતાર. ॥૫॥

## શ્રી શત્રુંજયના દુહા

સિદ્ધાચલ સમરૂં સદા, સોરઠ દેશ મોઝાર, મનુષ્ય જન્મ પામી કરી, વદુ વાર હજાર. (૧) એકેકુ ડગલું ભરે શત્રુંજય સમું જેહ, ઋષભ કહે ભવ ક્રોડના, કર્મ ખપાવે તેહ. (૨) સોરઠ દેશમા સંચર્યો, ન ચઢયો ગઢ ગિરનાર, શત્રુંજી નદી નાહ્યો નહિ, એળે ગયો અવતાર. (૩) નેમ વિના

ત્રેવીશ પ્રભુ, આવ્યા વિમલ ગિરિંદ; ભાવી ચોવીશી આવશે, પદ્મનાભાદિ જિણંદ. (૪) જગમાં તીરથ દો વડાં, શત્રુંજય ગિરનાર; એક ગઢ ઋષભ સમોસર્યા, એક ગઢ નેમકુમાર (૫) સિદ્ધાચલ સિદ્ધિ વર્યા, ગૃહી મુનિ લિંગ અનંત; આગે અનંતા સિદ્ધશે, પૂજો ભવિ ! ભગવંત (૬) શત્રુંજય ગિરિ મંડણો, મરૂદેવીનો નંદ; યુગલા ધર્મ નિવારકો, નમો યુગાદિ જિણંદ (૭) શત્રંજય સમો તીરથ નહિ, ઋષભ સમો નહિ દેવ; ગૌતમ સરીખા ગુરૂ નહિ, વળી વળી વંદુ તેહ (૮) વીસ કોડીશું પાંડવા, મોક્ષ ગયા ઈણે ઠામ; એમ અનંત મુકતે ગયા, સિદ્ધક્ષેત્ર તિણે નામ (૯) પ્રાયે એ ગિરિ શાશ્વતો, રહેશે કાળ અનંત; શત્રુંજય મહાતમ સુણી, નમો શાશ્વતગિરિ સંત. (૧૦) તન મન ધન સુત વલ્લભા, સ્વર્ગાદિક સુખ ભોગ; વળી વળી એ ગિરિ વંદના, શિવ રમણી સંયોગ (૧૧)

## ગુરૂની પાસે બોલવાની સ્તુતિ

(હરિગીત છંદ)

સહુ જીવનું પાલન કરે, ને જૂઠ બોલ નહિ કદા; આપ્યાં વગરનું લે જરી ના, સ્ત્રી સંગથી અળગા સદા, મમતા ન દોલત જમીન ઉપર, ધરે ચરણ સમતા સદા, એવા ગુરૂને સુગુરૂ કહીએ, ચરણમાં નમીએ સદા. (૧) ઉપદેશ આપે ધર્મનો, ઉપકાર પરનો જે કરે, અભિમાન ને નહિ કપટ જેને, ધ્યાન પ્રભુનું નિત ધરે; મહાવ્રત તણો જે ભાર વહતા, ધર્મ ધુરંધર ખરા, સૌ બાળ ચાલો ભાવથી, નમવા ગુરૂ પાવન પરા (૨)

# પૂ. ગુરૂણીજી મહારાજશ્રી હસ્તીશ્રીજી મ૦ નુ ગીત

(રાગ : સારી સારી રાતે તેરી યાદ સતાવે)

ઘડી ઘડી ગુરૂજીની યાદ સતાવે, મુજને ભન ભૂલાવે, રોજ ગુરૂજી યાદ આવે રોજ ગુરૂજી ૧ જન્મ થયો છે લાઠારા ગામે, સયમ ગ્રહયો છે લાઠારા ગામે, ગુરૂ નિશ્રાએ આરાધનાના, દિવડા જગાવે રોજ ગુરૂજી ૨ તેયાલીસ વર્ષનાં વહાણા વહી ગયા, સયમ માર્ગે લીન બની ગયાં, મુક્તિ પુરીના પુનીત પથે, રગ લગાવે રે રોજ ગુરૂજી ૩ ત્યાગી-તપસ્વી-જ્ઞાની-ધ્યાની, હતા અમારા જીવન સુકાની, ભવ સાગરનાં ડૂબતી નૈયા, પાર લગાવે રે રાજ ગુરૂજી ૪ બે હજાર ઓગણુતીસ આસો વદિ ચોથે, પ્રયાણુ કર્યુ છે, સ્વર્ગની વાટે વસમી વિદાય આપની સાલે, નહિ સ્હેવાયે રે રોજ ગુરૂજી ૫ ગુરૂ વિના અમથી શે રહેવાશે, વિયોગનાં દહાડા દોહિલાં જાશે, સ્વર્ગગમનની વાત સુણીને, આઘાત થાય રે, રોજ ગુરૂજી ૬ પ્રાણુ આધાર તો ચાલ્યા ગયા રે, ટળવળતાં તો મૂકી ગયા રે, જીવન ભરમાં ગુરૂ ઉપકારો, કેમ ભૂલાયે રે રોજ ગુરૂજી ૭ દુર્ગતિના જેણે પ્રયાણુ થભાવ્યા, સદ્ગતિએ જેણે પગલા મડાવ્યા, ગુરૂણી શ્રી હસ્તીશ્રીજી કેમ ભૂલાયે રે. રોજ ગુરૂજી ૮ શ્રીહસ્તીશ્રીજી ગયા સિદ્ધની સડકે, પુષ્પા રહયાં છે એકલાં તડપે, શાસનદેવ સહુ સહાયક બનો રે, રોજ ગુરૂજી ૯ શૂન્ય બનો આજે દશે દિશાઓ, કૃપા કરીને દર્શન દેખાડો, શત શત વદન પરિવાર કરે ભાવે રે રોજ ગુરૂજી ૧૦

# શ્રી હસ્તીશ્રીજીનું ગાયન–

## ( સુમતિનાથજી અર્જ ઉચ્ચરૂં )

હસ્તીશ્રીગુરૂ ક્યાં ગયા તમે, તુમ વિના મને ચેન ના પડે, શરણુ એક તો આપનું હતું, તુમ વિના બીજે ક્યાં જઈ ઠરૂં. ૧ ગુરૂણી ગુણ તણી વાત શી કહું, વિરહ ભાવથી રોઈને રહું; અનુભવાબ્ધિની લહેર આપતા, ગુરૂ વિદારજો સર્વ આપદા. ૨. ગુરૂ વિના બીજી છે ગતિ નહિ, ગુરૂ વિના બીજી છે મતિ નહિ; ગુરૂજી વ્હાલથી આપ વ્યાપતા, પરિહરો હવે સર્વ આપદા. ૩ હૃદય આજ તો ના કહ્યું કરે, નિડર છે છતાં તોય તે ડરે, સ્થિર સ્વભાવને કોણ સ્થાપશે, ગુરૂ વિના મને કેમ ગોઠશે. ૪ નિજ શિશુ તણું અજ્ઞ કાપજો. ઉર વિષે રૂડા જ્ઞાન આપજો; મુજ શિરે સદા છત્ર છાજતા, કરણી ધર્મની આપતા હતા. ૫ ભૂલ થતી યદા જ્ઞાન આપતા, કઠીન ક્લેશના મૂળ કાપતા, મધુરતા વિના ચિત્ત જો હરો, અમ ઉપર તો મહેરને કરો. ૬. તિમિરતા હતી અજ્ઞતા તણી, પરિહરી તમે હે શિરોમણી; જગત્ લોકમાં આત્મભાવના, ઈતર કોણ દે આપના વિના. ૭ રઝળતા હતા વિશ્વશાનમાં, સમજ આપતા ધર્મજ્ઞાનમાં, ઇતર સૌખ્યની પ્રાપ્તિઓ થશે, ગુરૂવિના હવે સાર્થ ના થશે. ૮ ગુણી ગયા તમે હસ્તીશ્રી ગુરૂ, પુણ્પાશ્રી જતા ક્યાં જઈ ઠરૂં, નમન શિષ્યાની ચરણુમાં હજો, ભ્રમણુતા હવે ના બીજે થજો. ૯

# અમૂલ્ય તત્ત્વ વિચાર

બહુ પુન્ય કેરા પુંજથી, શુભ દેહ માનવનો મલ્યો, તોય. અરે! ભવ ચક્રનો, આંટો નહિ એકે ટળ્યો, સુખ પ્રાપ્ત. કરતાં સુખ ટળે છે, લેશ એ લક્ષે લહો, ક્ષણ ક્ષણ ભયંકર ભાવમરણે, કા અહો રાચી રહો ૧ લક્ષ્મી અને અધિકાર વધતાં, શું વધ્યું તે તો કહો, શું કુટુંબ કે પરિવારથી, વધવા પણ એ નય ગ્રહો, વધવાપણું સંસારનું, નર દેહને હારી જવો, એના વિચાર ના અહો હો, એક પણ તમને. હવો. ૨ નિર્દોષ સુખ નિર્દોષ આનંદ, લ્યો ગમે ત્યાંથી ભલે, એ દિવ્ય શક્તિમાન જેથી, જંજિરેથી નીકળે, પરવસ્તુમાં નહિ મુંજવો, એની દયા મુજને રહી, એ ત્યાગવા સિદ્ધાંત કે, પશ્ચાત દુઃખ તે સુખ નહિ ૩ હું કોણ છુ ? કયાથી થયો ? શું સ્વરૂપ છે મારૂં ખરૂં, કોના સંબંધે વળગણા છે ? રાખુ કે એ પરિહરૂ, એના વિચાર વિવેક પૂર્વક શાન્ત ભાવે જો કર્યા, તો સર્વ આત્મિક જ્ઞાનમા, સિદ્ધાંત તત્ત્વ અનુભવ્યા ૪ તે પ્રાપ્ત કરવા વચન કોનું, સત્ય કેવળ માનવું, નિર્દોષ નરનુ કથન માનો, તેહ જેણે અનુભવ્યું, રે આત્મ ! તારો ! આત્મ તારો ! શીઘ્ર એને ઓળખો, સર્વાત્મમાં. સમદ્રષ્ટિ દ્યો, આ વચનને હૃદયે લખો. ૪

ૐ શાંતિ· ૐ શાંતિ ૐ શાંતિ

## શ્રી આત્મભાવના

ઈમ નવપદ ધ્યાવે, પરમ આનંદ પાવે; નવમે ભવ શિવ જાવે, દેવ નરભવ પાવે; જ્ઞાનવિમલ ગુણ ગાવે, સિદ્ધચક્ર પ્રભાવે, સવિદુરિત દૂર થાવે, વિશ્વ જયકાર પાવે. ૧.

હે જીવ! તું વિચાર કરઃ- આ અવસર ફરીથી ક્યારે મળશે? ચેત, ચેત, સમજ, સમજ, શું આળસ, પ્રમાદ કરી રહ્યો છે? જગતમાં તારૂં કોણ હિતકારી છે? જે ધર્મસાધન કરશે તે તરશે, બાકી સહુ સ્વાર્થનું છે. તું તારો સાચો સ્વાર્થ—આત્મકલ્યાણ કરવાનો સાધી લે, સહુ જીવો મોક્ષના સુખો પામે, તેવી ઉદાત્ત ભાવના પૂર્વક મુક્તિ નગરીમાં તું વાસ કર, તારે એજ કરવા યોગ્ય છે. ફરી ફરી આ અવસર અને આ ઉત્તમ સામગ્રી તને ક્યારે મળશે, માટે આ ભાવના તારે રોજ ભાવવી. ચેતનને એ પ્રમાણે ઘડવો, એવી તારી સર્વ આપત્તિઓ ટળશે, અને હે જીવ! સર્વ સંપત્તિઓને તું વરીશ. પ્રમાદરૂપ મહાશત્રુને તું દૂર કર, તને વધારે શું શિખવીએ? તને પોતાને અને પરને જે રીતે શાન્તિ—તુષ્ટિ—પુષ્ટિ—ઋદ્ધિ—વૃદ્ધિ—કલ્યાણ—મંગલ—જય—વિજય—મોક્ષ—પરમમહોદય પ્રાપ્ત થાય. તે રીતે તું શ્રી જિનધર્મના માર્ગે મન—વચન અને કાયાથી વર્તજે, અને એકાન્તમાં સ્વાત્માનું ચિંતવન કરી જે ટાઈમ મળે તેમાં શુભ આસને શુદ્ધ ધ્યાન કરજે, લેખકની પણ આજ ભાવના અને આશિષ છે. તે સફળ થાય એજ શુભેચ્છા.

## ક્ષમાપનાનુ ચિંતવન

હે ભગવન્! હુ ભુલ્યો, મેં તમારા અમૂલ્ય વચનોને લક્ષમાં લીધા નહિ તમારા કહેલાં અનુપમ તત્ત્વોનો મેં વિચાર કર્યો નહિ, તમારા પ્રણીત કરેલા ઉત્તમ શીયળને સેવ્યુ નહિ, તમારા કહેલા દયા, શાન્તિ, ક્ષમા, અને પવિત્રતા મે ઓળખ્યા નહિ, હે ભગવન્! હુ ભુલ્યો-આથડયો-રજળ્યો-અને અનત સસારની વિડબનામા પડયો છું, હું પાપી છુ, હુ બહુ મદોન્મત્ત અને કર્મ રજથી કરીને મલિન છુ હે પરમાત્મા! તમારા કહેલા તત્ત્વ વિના મારો મોક્ષ નથી, હુ નિરતર પ્રપચમા પડયો છુ અજ્ઞાનથી અધ થયો છુ મારામા વિવેક શકિત નથી, અને હુ મૂઢ છું. નિરાશ્રિત છુ અનાથ છુ. નિરોગી પરમાત્મા! હવે હુ તમારૂ, તમારા ધર્મનુ, અને તમારા મુનિનુ શરણુ ગ્રહુ છુ મારા અપરાધ ક્ષય થઇ જાય, હુ તે સર્વ પાપથી મુકત થાઉ, એ મારી અભિલાષા છે આગળ કરેલા પાપોનો હુ હવે પશ્ચાત્તાપ કરૂ છુ. જેમ જેમ હુ સૂક્ષ્મ વિચારથી ઉડો ઉતરૂ છુ તેમ તેમ તમારા તત્ત્વના ચમત્કારો મારા સ્વરૂપનો પ્રકાશ કરે છે તમે નિરાગી-નિર્વિકારી-સચ્ચિદાનદ સ્વરૂપ સહજાનદી અનત જ્ઞાની અનતદર્શી ત્રૈલોકય પ્રકાશક છો. હુ માત્ર મારા હિતના અર્થે તમારી સાક્ષીએ ક્ષમા ચાહુ છુ. એક પળ પણ તમારા કહેલા તત્ત્વની શકા ન થાય તમારા કહેલા રસ્તામા અહોરાત હુ રહુ છું એજ મારી આકાક્ષા-અને

વૃત્તિ થાય. હે સર્વજ્ઞ ભગવન્ ! તમને હું વિશેષ શું કહું ! તમારાથી કંઈ અજાણ્યું નથી. માત્ર પશ્ચાત્તાપથી હું કર્મજન્મ પાપની ક્ષમા માગું છું. અને નિશદિન "અ-સિ-આ-ઉ-સા-ય નમઃ" નું ધ્યાન ધરૂં છું.

ૐ સોહં સોહં સોહં.

ૐકાર બિન્દુ સંયુક્તં, નિત્યં ધ્યાયન્તિ યોગિનઃ; કામદં મોક્ષદં ચૈવ, ૐકારાય નમો નમઃ ૧ અજ્ઞાન તિમિરાંધાનાં, જ્ઞાનાંજન શલાકયા, નેત્રમુન્મિલિતં યેન, તસ્મૈ શ્રીગુરવે નમઃ ૨

## ચૈત્યવંદન વિભાગ

### શ્રી આદિનાથ પ્રભુ ચૈત્યવંદન

સદ્ભકત્યા નતમૌલિનિર્જરવર ભ્રાજિષ્ણુ મૌલિપ્રભા, સંમિશ્રારૂણ દીપ્તિ શોભિ ચરણામ્ભોજદ્વયઃ સર્વદા; સર્વજ્ઞઃ પુરૂષોત્તમઃ સુચરિતો ધર્માર્થિનાં પ્રાણિનામ્, ભૂયાદ્ ભૂરિવિભૂતયે મુનિપતિઃ શ્રીનાભિસૂનુર્જિનઃ ૧ સદ્બોધો પચિતાઃ સદૈવ દધતા પ્રૌઢ પ્રતાપશ્રિયો, યેનાજ્ઞાનતમોવિતાનમખિલં વિક્ષિપ્તમન્તઃક્ષણમ્, શ્રીશત્રુંજયપૂર્વશૈલશિખરં ભાસ્વાનિવોદ્-ભાસયન્, ભવ્યામ્ભોજહિતઃ સ એષ જયતુ શ્રીમારૂદેવઃ પ્રભુઃ ૨ યો વિજ્ઞાનમયો જગત્ત્રયગુરૂર્યં સર્વલોકાઃ શ્રિતાઃ, સિદ્ધિર્યેન વૃતા સમસ્ત જનતા યસ્મૈ નતિં તન્વતે; યસ્માન્મોહમતિર્ગતા મતિભૃતાં યસ્યૈવ સેવ્યં વચો, યસ્મિન્ વિશ્વગુણાસ્તમેવ સુતરાં વન્દે યુગાદીશ્વરમ્ ૪

## શ્રી અજિતનાથ પ્રભુ ચૈત્યવંદન

( માલિની છંદ )

સકલસુખસમૃદ્ધિર્યસ્ય પાદારવિન્દે, વિલસતિ ગુણુરક્તા શક્રરાજીવ નિત્યમ્, ત્રિભુવન જન માન્ય શાતમુદ્રા ભિરામ, સજયતિ જિનરાજસ્તુંગતાર ગતીર્થે ૧ પ્રભવતિ કિલ ભવ્યો યસ્ય નિર્વર્ણુંનેન, વ્યપગત દુરિતૌઘ આપ્તમોહ-પ્રપંચં, નિજબલજિતરાગદ્વેષવિદ્વેષિવર્ગં, તમજિતવરગોત્ર તીર્થનાથ નમામિ ૨ નરપતિ જિનશત્રોર્વંશ રત્નાકરેન્દુ, સુરપતિ યતિમુખ્યૈર્બંકિતદક્ષૌ સમર્ચ્યં, દિનપતિરિવ લોકે પાસ્ત મોહાન્ધકારો, જિનપતિરજિતેશ પાતુ માં પૂણ્યમૂર્ત્તિ ૩

## શ્રી સુમતિજિન ચૈત્યવદન

( ઉપેન્દ્ર વજ્રા છંદ )

સુવર્ણુવર્ણો હરિણા સવર્ણો, મનોવન મે સુમતિર્મંલિયાન્; ગતસ્તતો દુષ્ટ કુદષ્ટિ રાગ-દ્વિપેન્દ્ર નૈવ સ્થિતિરત્ર કાર્યા. ૧ જિનેશ્વરો મેઘનરેન્દ્રસૂનુ-ર્ઘનોપમો ગર્જંતિ માનમે મે, અહો ગુરૂદ્વેષહુતાશનત્વા-મસૌ શમ નેષ્યતિ સદ્ય એવ ૨ ઇત સુદૂરં વ્રજ દુષ્ટબુધ્ધે, સમં દુરાત્મીયપરિચ્છદેન, સુબુદ્ધિભર્તા સુમતિ જિંનેશો,મનોરમ સ્વાન્તમિતો મદીયમ્ ૩

## શ્રી નવપદજી ચૈત્યવદન

શ્રીઅરિહતના બાર ગુણ, સિદ્ધના આઠ કહાય, છત્તીસ ગુણ સૂરિતણા, પચવીશ કહ્યા ઉવજ્ઝાય ૧ મુનિવરગુણ સત્તાવીશ છે, દરશણ સડસઠ જોય, જ્ઞાન ઇકાવન ભેદ છે, ચારિત્ર સિત્તર હોય. ૨ તપ પચ્ચાસ ગુણ

જાણિયે, નવપદના શ્રીકાર; એકંદર સહુ ધ્યાઇયે, ત્રણસે છયાલીશ સાર. ૩ આંબિલ કરિ આરાધિયે, નવઓલી સુજગીશ; ત્રિકરણયોગે ધ્યાવતાં, જિનકૃપાચંદ સૂરીશ. ૪ ઇતિ નવપદ ચૈત્યવંદનં.

## શ્રી રોહિણી તપ ચૈત્યવંદન

વાસુપૂજ્ય જિનવર નમું, બારમ જિન સિરતાજ; રોહિણી તપઆરાધતાં, સારે વાંછિત કાજ. ૧ ચોવિહાર ઉપવાસ કરી, પૂજક પૂજી દેવ; દોય સહસ ગુણનો કરી, ત્રિકરણ થિર કરો સેવ. ૨ સત્તાવીશ લોગસ્સતણો, કાઉસગ્ગ દિલધાર; ખમાસમણ દેઇ ભાવથી, પ્રદક્ષિણા સુવિચાર. ૩ સ્વસ્તિક કરી ફલ ઢોઈયે, પૂજા વિવિધ પ્રકાર; જિન કૃપાચંદસૂરિ સેવતાં, પામે ભવનો પાર. ૪ ઇતિ રોહિણી તપનો ચૈત્યવંદન સમાપ્ત.

## શ્રી વીશસ્થાનક ચૈત્યવંદન

શ્રી અરિહંત અનંત કાંતિ, સિદ્ધ નિજગુણ રામી, પ્રવચન આચારિજ સ્થવિર, ઉવજ્ઝાયા હિતકામી; સાધુ નાણ દંસણ નવમ વિનય ચારિત્ર વખાણો, બ્રહ્મ ક્રિયા તપ ગોયમ જિન વેયાવચ્ચ જાણો. ૧ સમાધિ અપૂર્વજ્ઞાનગ્રહે, શ્રુતભક્તિ નિતસાર, તીરથ પ્રભાવન વીસમો, નિરૂપમ દાતાર, પ્રથમ ચરમ જગદીશ સકલ સેવી લહી સંપદા, ઇક દો ત્રણ પદ જપી બાવીસ જિનવર પદ–મુદા. ૨ એ વિંશતિ થાનક કહયા એ, જ્ઞાતાએ જિનચંદ; એ સેવનથી ભવિ લહે, ત્રિભુવનપતિ કૃપાચંદ. ૩ ઇતિ વીશસ્થાનક ચૈત્યવંદન. સમાપ્ત.

## શ્રી વીશ વિહરમાન જિન ચૈત્યવંદન

સીમંધર યુગમંધર, બાહુ સુબાહુ જાણ, સુજાત સ્વયંપ્રભુ સાતમા, ઋષભાનન મન આણ. ૧ અનંતવીર્ય ને સુરપ્રભુ, વિમલ વજ્રધર કહીયે, ચંદ્રાનન ચંદ્રબાહુજી, ભુજંગ નેમ પ્રભુ લહિયે. ૨ ઈશ્વર શ્રી વયરસેનજી, મહાભદ્ર જિનદેવ, દેવજસ અજીતવીર્યજી, સુરપતિ સારે સેવ. ૩ પંચ વિદેહે વિચરતા એ, વીસ જિનેસર જાણ, કૃપાચંદ તિહું કાલમેં, નમતાં કોડ કલ્યાણ, ૪ ઈતિ વીસ વિહરમાનજી ચૈત્યવંદન સંપૂર્ણ

## શ્રી સિદ્ધાચલજીનું ચૈત્યવંદન

સિદ્ધાચલ સેવું સદા, સહુ તીરથ સિરદાર, સોરઠદેશ સોહામણો, તિહા એ ગિરિવર સાર. ૧ તીન ભુવન વિચ એહવો, તીરથ કોઈ ન હોય, શ્રીમંધર વયણે કરી, શેત્રુંજ મહાતમ જોય ૨ શ્રીયુગાદિ જિનરાજજી, સમવસર્યા ઇણ ઠામ, તેહથી એ તીરથ વડો, અવિચલ સુખનો ધામ ૩ કાતિ પૂનમ દશકોડશું એ, દ્રાવડ વારિખિલ્લ જાણ, સિદ્ધિ વધુ રંગે વર્યા, કૃપાચંદ મન આણ ૪

ઈતિ સિદ્ધાચલજી ચૈત્યવંદન સંપૂર્ણ

## શ્રી વીરજિન ચૈત્યવંદન

ચોવીસમા જિનવર નમું, મહાવીર જિનદેવ, શાંતિ સુધામય ચંદલો, સુરનર સારે સેવ. ૧ ભદ્રેસરમેં દીપતો, દેરાસર મનુહાર, વીર જિનેસર જગ જયો, બાવન દેહરી

સાર. ૨ ત્રિશલાનંદન જગધણીએ, સુખ સંપત્તિ કરનાર; ત્રિકરણ યોગે પ્રણમતાં, કૃપાચંદ સુખકાર. ૩. શ્રી વીરજિન ચૈત્યવંદન સંપૂર્ણમ્

## શ્રી નેમિજિન ચૈત્યવંદન

નેમિસર જિન જગધણી, રૈવતગિરિ સિણગાર; યાદવ કુલ નભ દિનમણી, ભવિયણને સુખકાર. ૧ તીન કલ્યાણક ઇહાં થયા, દીક્ષા નાણ નિરવાણ, ભવ્ય મનોરથ પૂરવા, ચિંતામણી સમ જાણ. ૨ શિવરમણી રંગે વર્યા એ, બાવી. સમા જિનચંદ, કૃપાચંદ નિતપ્રતિ નમે, શિવસુખ તરુનો કંદ. ૩ ઇતિ નેમિજિન ચૈત્યવંદન સંપૂર્ણ

## શ્રી પુંડરીક ગણધર ચૈત્યવંદન

રિષભ જિનેશ્વર રાયના, પહિલા ગણધર દેવ; પુંડરીક નામે સદા, સુરનર સારે સેવ. ૧ ચૈત્રીદિન શિવપુર લહ્યા, પાંચ ક્રોડ પરિવાર; પુંડરીક તેહથી થયો, પ્રગટ નામ સુખકાર. ૨ આ અવસરપિણિકાલમેં એ, પ્રથમ સિદ્ધ અભિરામ; કૃપાચંદ ગિરિરાજને, પ્રતિદિન કરે પ્રણામ. ૩ ઇતિ પુંડરીક ગણધર ચૈત્યવંદન સંપૂર્ણમ્

## શ્રી ચતુર્વિંશતિ જિન લાંછન ચૈત્યવંદન

રિષભ વૃષભ ગજ અજિત ને, સંભવ ઘોડો જાણ; અભિનંદનને વાંદરો, કૌંચ સુમતિ મન આણ. ૧ પદ્મ પદ્મ સ્વસ્તિક સુપાર્શ્વ, શશિ ચંદ્રપ્રભ લહિએ, મકર સુવિધિ શીતલ શ્રીવત્સ, શ્રેયાંસ ખડ્ગી કહિયે. ૨ વાસુપૂજ્ય

અહિષતણો, વિમલ વરાહનો જાણો, અનંત શ્યેન વજ્ર ધર્મને, શાંતિ મૃગ પહિચાનો. ૩ કુંથુનાથને બોકડો, અર નંદ્યાવર્ત હોય, મલ્લી ઘટ સુવ્રત કાચબો, નમિ નિલોત્પલ જોય. ૪ નેમિ સંખ ફણિ પાર્શ્વને, વીર સિંહ કહાય, કૃપાચંદ કેવળસુત નમુ, ચઉવીસે જિનરાય. ૫

ઈતિ ચતુર્વિંશતિજિન લાંછન ચૈત્યવંદનં સંપૂર્ણમ.

## શ્રી પૂનમનુ ચૈત્યવંદન

શ્રી જિનશાસન જગ જયો, પર્વ સિરોમણી જાણ, પૂનિમ પર્વ મોટો કહયો, ત્રિકરણ શુદ્ધિ મન આણ ૧ શ્રાવણ સુદિ પૂનિમ ચવ્યા, મુનિસુવ્રત જગદીશ, આસોજી પૂનિમ ચવ્યા, નમિ ત્રિહુ જગના ઈશ. ૨ મિગસર પૂનિમ સંભવ, સંયમ લીધો સાર, પોષી ધર્મ જિનેસરૂ, કેવલજ્ઞાન ઉદાર. ૩ ચત્રી શ્રી પદ્મપ્રભુ, કેવલજ્ઞાન પ્રધાન, ઈમ પૂનિમના જાણીયે, કલ્યાણક સુખકાર ૪ દશ વીશ ત્રીશ ચાલીશની, પચાશ પૂજા સાર, ફૂલ અક્ષત નૈવેદ્યની, પૂજા વિવિધ પ્રકાર ૫ ચૈત્રી શેત્રુંજ સેવીયે, જાત્રા કરી મનરંગ, તિમ કાર્તિકી આરાધીને, કરો સદ્‌ગુરૂનો સંગ. ૬ બારહ પૂનિમ આરાધિયે એ, શ્રીયુગાદિ જિનદેવ, જિન કૃપાચંદ્રસૂરિ સદા, સુર નર સારે સેવ ૭

ઈતિ શ્રી પૂનિમ ચૈત્યવંદન સંપૂર્ણ.

## શ્રી શાંતિનાથ જિન ચૈત્યવંદન

સોલમ જિનવર સેવિયે, શાંતિનાથ સુખકાર, અચિરા ઉદરે ઉપના, ભાદ્રવ વદિ સાતમ સાર. ૧ જેઠ વદિ તેરસ પ્રભુ, જનમ્યા જગત દયાળ, મારિ નિવારણથી થયો, શાંતિનામ સુરસાલ. ૨ ચક્રિપદ પામ્યો પ્રભુ, ચઉદશ સંજમ લીધ, પૌષ સુદિ નવમી દિને, કેવલ સર્વ પ્રસિદ્ધ. ૩ જનમ દિવસ પ્રભુ, પામીયો, સિવસુખ પરમ પવિત્ર, લાખ વરસને આઉખો, સુણો શ્રીશાંતિચરિત્ર. ૪ મૃગલાંછન સેવિત સદા, ગરૂડયક્ષ અભિરામ, જિન કૃપાચંદ્રસૂરિ સેવતાં, નિર્વાણી પુરે કામ ૫

ઇતિ શાંતિનાથજી ચૈત્યવંદન

## શ્રી પાર્શ્વનાથ ચૈત્યવંદન

વામાનંદન પાસજી, અશ્વસેન કુલચંદ, નીલવરણ શુચિ દેહડી, સેવે સુરનર ઇંદ. ૧ ચૈત્ર વદિ ચોથ ઉપના, માતા કુખે સ્વામ, પોષ દશમી જનમ્યા પ્રભુ, ત્રિભુવન જન વિસરામ. ૨ ઇગ્યારશ દીક્ષા લહી, કમઠ હરાવી ઈશ, ચૈત્રકૃષ્ણની ચોથને, કેવલ લહ્યો જગીશ. ૩ સંઘ થાપીને જગગુરૂ, વિચર્યા દેશ વિદેશ, વાણારસી નગરી થયા, ચક્રિ કલ્યાણ વિશેષ. ૪ આષાઢ સિત આઠમે, સિવવધૂ ઝાલ્યો હાથ, જિનકૃપાચંદ્રસૂરિ સદા, સેવો જગના નાથ, ૫

॥ ઈતિ પારસનાથ ચૈત્યવંદન॥

## શ્રી મહાવીર જિન ચૈત્યવંદન

વીર જિનેસર જગધણી, ત્રિશલાનો જાયો, આષાઢ સુદિ છઠી પ્રભુ, દેવાનંદા ઉદરે આયો. ૧ આશ્વિન વદિ ત્રયોદશી, હરિણગમેષી ઈશ, ત્રિશલા ઉદરે સંક્રમ્યા, ચવદે સ્વપ્ન લહીશ ૨ ચૈત્રશુક્લ ત્રયોદશી, જન્મ થયો સુખકાર, ચૌસઠ ઇંદ્ર આવ્યા તિહાં, સ્નાત્ર કરે વિધિસાર ૩ વર્ધમાન નામ થાપીઓ, વૃદ્ધિનણે અનુમાન, મિગસર વદિ દસમી લીયો, સંજમ સુખની ખાણ ૪ વૈશાખ સુદિ દશમી દિને, કેવલ પામ્યો સાર, પાવાપુરી મુગતે ગયા, દીવાલી સુખકાર ૫ ઈમ કલ્યાણક પ્રભુ તણા, આરાધે નર નાર, જિન કૃપાચંદ્ર સૂરિ કહે, પામે ભવનો પાર. ૬

ઈતિ મહાવીરસ્વામી ચૈત્યવંદન સંપૂર્ણ.

## શ્રી સિદ્ધાચલજીનુ ચૈત્યવંદન

સોના રુપાને ફુલડે, સિદ્ધાચલને વધાવુ, ધ્યાન ધરી દાદા તણું, આનંદ મનમા લાવુ. ૧ પૂજા કરી પાવન થયો, અમ મન નિર્મળ દેહ, રચના રચુ શુભ ભાવથી, કરવા તે કર્મનો છેહ ૨ અભવિને દાદા વેગળા, ભવિને હૈડા હજુર, તન-મન-ધન એક લગ્નથી, કીધા કર્મ ચકચૂર ૩ કાંકરે કાંકરે સિદ્ધ થયા, સિદ્ધ અનંતનુ ધામ, શાશ્વત ગિરિવર પૂજતા, જીવ પામે વિશ્રામ ૪ દાદા દાદા હું કહું, દાદા વસીયા દૂર, દ્રવ્યથી દાદા વેગળા, ભાવથી હૈડા હજુર ૫ દુષમ કાળે પૂજતા એ, ઈન્દ્ર ધરે બહુ પ્યાર, તે પ્રતિમાને વંદના, શ્વાસમાંહિ સો વાર ૬. રાયણ પગલે પૂજતા,

રત્ન પ્રતિમા ઈન્દ્ર, જ્યોતિ શું જ્યોતિ મિલે, પૂજો ભવિ સુખ કંદ. ૭ ઋદ્ધિ સિદ્ધિ સુખ સંપજે એ, પહોંચે મનની આશ; ઉદય રત્ન કહે સાંભળો, ભવિજન થઇ એકરાશ. ૮

## શ્રી સીમંધર જિન ચૈત્યવંદન

શ્રી સીમંધર જગધણી, આ ભરતે આવો, કરુણાવંત કરૂણા કરી, અમને વંદાવો....૧ સકલ ભક્ત તુમે ધણી, જો હોવે અમ નાથ, ભવો ભવ હું છું તાહરો, નહિ મેલું હવે સાથ. ૨....સયલ સંગ છંડી કરી, ચારિત્ર લઇશું; પાય તુમારા સેવીને, શિવરમણી વરશું....૩ એ અલજો મુજને ઘણો એ, પુરો સીમંધર દેવ, ઈહાં થકી હું વિનવું, અવધારો મુજ સેવ....૪ કરજોડીને વિનવું એ, સામો રહી ઈશાન; ભાવ જિનેશ્વર ભાણને, દેજો સમકિત દાન....૫

## શ્રી મહાવીર સ્વામીનું ચૈત્યવંદન

સુણી નિર્વાણ ગૌતમ ગુરુ, પાછા વળતા જેમ, ચિંતવતા વીતરાગતા, વીતરાગ હુઆ તેમ. ૧ વીર નાણ નિર્વાણ વલી, ગોતમ કેવલ જ્ઞાન, ગણુણું ગણીએ તેહનું, છઠ્ઠ તપશું નિર્વાણ. ૨ સંભાળે ગોયમ નામથી, કેવળી પચ્ચાસ હજાર; નાણ દીવાળી પ્રણમતાં, પદ્મ કહે ભવ પાર. ૩

## થુઈ (સ્તુતિ) વિભાગ

## બીજની થોય

મન શુદ્ધ વંદો ભાવે ભવિયણ શ્રી સીમંધર રાયાજી, પાંચસે ધનુષ પ્રમાણ વિરાજિત કંચન વરણી કાયાજી,

શ્રેયાસ નરપતિ સત્યકી નંદન વૃષભલછન સુખદાયાજી, વિજય ભલી પુખલાવઈ વિચરે, સેવે સુરનર પાયાજી. ૧ કાલ અતીત જે જિનવર હુઆ, હોસ્યે જેહ અનંતાજી, સંપ્રતિ કાળે પંચ વિદેહે વરતે વીસ વિખ્યાતાજી, અતિશયવન્ત અનન્ત ગુણાકર જગબંધવ જગત્રાતાજી, વ્યાપક ધ્યેય સ્વરૂપ જે ધ્યાવે પાવે શિવસુખ શાતાજી ૨ અરથે શ્રી અરિહંત પ્રકાશી સૂત્રે ગણધર આણીજી, મોહ મિથ્યાત્વ તિમિર ભરનાશન અભિનવ સૂર સમાણીજી, ભવોદધિ તરણી મોક્ષ નિસરણી નયનિક્ષેપ સોહાણીજી, એ જિનવાણી અમિય સમાણી આરાધો ભવિ પ્રાણીજી ૩ શાસનદેવી સુરનર સેવી, શ્રી પંચાગુલી માઈજી, વિઘન વિદારિણિ સંપત્તિ કારિણી, સેવક જન સુખદાયિજી, ત્રિભુવન મોહિની અંતરયામિની જગ જસ જ્યોતિ સવાઈજી, સાનિધ્યકારી સંઘને હોજ્યો. શ્રી જિનહર્ષ સુહાઈજી. ૪

ઈતિ બીજની સ્તુતિ

## શ્રી શત્રુંજયની સ્તુતિ

શત્રુંજય મંડન ઋષભ જિણંદ દયાળ, મરુદેવા નંદન વંદન કરુ ત્રણકાળ. એ તીરથ જાણી પૂરવ નવાણુ વાર, આદીશ્વર આવ્યા જાણી લાભ અપાર, ૧ ત્રેવીસ તીર્થંકર ચઢીયા ઇણ ગિરિરાય. એ તીરથના ગુણ સુર અસુરાદિક ગાય એ પાવન તીરથ ત્રિભુવન નહિ તસ તોલે, એ તીરથના ગુણ, સીમંધર મુખ બોલે. ૨ પુંડરગિરિ મહિમા આગમમા પરસિદ્ધ, વિમલાચલ ભેટી લહીયે અવિચલ ઋદ્ધ,

પંચમી ગતિ પહોંચ્યા મુનિવર કોડાકોડ, એણે તીરથ આવી કર્મ વિપાક વિછોડ. ૩ શ્રી શત્રુંજય કેરી, અહોનિશ રક્ષા કારો, શ્રીઆદિ જિનેશ્વર, આણુ હૃદયમાં ધારી, શ્રીસંઘ વિઘ્નન હર કવડ જક્ષ ગણુભૂર, શ્રી રવિબુધસાગર સંઘના સંકટ ચૂર. ૪

## અથ પંચમીની સ્તુતિ-૧

શ્રાવણ સુદિ દિન પંચમીએ, જન્મ્યા નેમ જિણુંદ તો, શ્યામ વરણ તનુ શોભતું એ, મુખ શારદકો ચંદ તો; સહસ વરસ પ્રભુ આઉખું એ, બ્રહ્મચારી ભગવંત તો, અષ્ટ કરમ હેલે હણીએ, પહોતા મુકિત મહંત તો. ૧ અષ્ટા-પદ આદિજિન એ, પહોતા મુકિત મોઝાર તો, વાસુપૂજ્ય ચંપાપુરી એ, નેમ મુકિત ગીરનાર તો; પાવાપુરી નગરીમાં વલી એ, શ્રીવીરતણું નિર્વાણ તો, સમેત શિખરે વીશ સિદ્ધ હુઆ એ, શિર વહુ તેહની આણુતો, ૨ નેમનાથ જ્ઞાની હુઆ એ, ભાખે સાર વચન્ન તો, જીવદયા ગુણ વેલડી એ, કીજે તાસ જતન્ન તો; મૃષા ન બોલો માનવી એ, ચોરી ચિત્ત નિવાર તો, અનંત તીર્થંકર એમ કહે એ; પરહરીએ પર-નાર તો. ૩ ગોમેધ નામે યક્ષ ભલો એ, દેવિ શ્રી અંબિકા નામ તો, શાસન સાંનિધ્ય જે કરે એ, કરે વલી ધર્મના કામ તો; તપગચ્છ નાયક ગુણનીલો એ, શ્રી વિજયસેન સૂરિરાય તો; ઋષભદાસ પાય સેવતાં એ, સફળ કરો અવતાર તો. ૪

## પંચમીની સ્તુતિ—૨

નેમિ જિનેસર જગ પરમેશ્વર, પંચમી ગતિના દાતાજી, શ્રાવણ સુદિ પંચમી દિન જનમ્યા, ત્રિભુવનમે વિખ્યાતાજી, સમુદ્ર વિજય નંદન, જગવંદન, સિવાદેવી માતાજી, સહસ વરસ પ્રભુ આયુષ્ય પાલી, પામ્યા શિવસુખ શાતાજી ૧ કાતિ વદિ સંભવ કેવલ પામ્યો, મગસર સુવિધિ જાયાજી, ચૈત્ર ચંદ્ર જન્મ અજિત સંભવ અનંત સુદિ શિવ પાયાજી, વૈશાખ વદિ કુંથુજિન દિખ્યા, પંચમી જગત સુહાયાજી, ધર્મ ધવલ જેઠ પંચમી સીધા, સુરનર મિલ જસ ગાયાજી. ૩ પંચમી તપવિધિ ભાખે જિનવર, અર્થ અધિક સુખકારીજી, સૂત્રે ગણધર ગુરુ શુભ દાખે, આગમ માહિ સારીજી, નંદિ વિધિ કરીને દેવ વાંદીને, કાઉસગ્ગ મન ધારીજી, ઈકાવન જ્ઞાનના ભેદ નમીને, શ્રુતજ્ઞાન સેવો ઈકતારીજી ૩ પડિક્કમણો દોય ટંક કરીને, જ્ઞાન આરાધો પ્રાણીજી, મગસરાદિ ષટ્ માસમાં ઉચ્ચરો, આગમમાહિ ગવાણીજી, જિન આણા ધારક, સુખકારક, ખરતરગણ, શ્રુત ખાણીજી, શ્રી જિનકૃપાચંદ્ર સૂરિ પભણે, શાસનદેવી સુહાણીજી ૪

## શ્રી આઠમની સ્તુતિ

અભિનંદન જિનવર પરમાનંદ પદ પામે, વળી નેમ જિનેશ્વર, જન્મ લહી શિવ ઠામે, તેમ મોક્ષ ચ્યવન એહુ, પાર્શ્વદેવ સુપાસ, આઠમને દિવસે, સુમતિ જન્મ સુપ્રકાશ. ૧ વળી જન્મ ને દીક્ષા, ઋષભ તણા જિહા હોય, સુવ્રતજિન જનમ્યા, સંભવનુ ચ્યવન જોય, વળી જન્મ અજિતનો,

એમ અગ્યાર કલ્યાણ, સંપ્રતિ જિનવરના, આઠમને દિન જાણ. ૨ જિહાં પ્રવચન માતા, આઠ તણો વિસ્તાર; અડ ભંગી એ જાણો, સવિ જગ જીવ વિચાર; તે આગમ આદર આણીને આરાધો, આઠમને દિવસે, આઠ અક્ષય સુખ સાધો. ૩ શાસન રખવાળી, વિદ્યાદેવી સોળ, સમકિતની સાંનિધ્ય, કરતી છાકમછોળ; અનુભવ રસલીલા, આપે સુજસ જગીસ, કવિ ધીરવિમળાનો, જ્ઞાનવિમળ કહે શિષ્ય. ૪

## શ્રી એકાદશીની સ્તુતિ

નિરૂપમ નેમિ જિનેશ્વર ભાખે, એકાદશી અભિરામજી, એક મને કરી જેહ આરાધે, તે પામે શિવ ઠામજી; તેહ નિસુણી માધવ પૂછે, મન ધરી અતિ આનંદાજી, એકાદશીનો એહવો મહિમા, સાંભળી કહો જિણંદાજી. ૧ એક શત અધિક પચાસ પ્રમાણ, કલ્યાણક સવિ જિનનાંજી, તેહ ભણી તે દિન આરાધો, પાપ છંડો સવિ મનનાંજી; પોસહ કરીએ મૌન આદરીએ, પરિહરીએ અભિમાનજી, તે દિન માયા મમતા તજીએ, ભજીએ શ્રી ભગવાનજી. ૨ પ્રભાતે પડિક્કમણું કરીને, પોસહ પણ તિહાં પારીજી, દેવ જુહારી ગુરૂને વાંદી, દેશનાની સુણું વાણીજી; સ્વામી જમાડું કર્મ ખપાવું, ઉજમણું ઘરે માંડુંજી, અશનાદિક ગુરૂને વહોરાવી, પારણું કરૂં પછી વારૂંજી. ૩ બાવીશમા જિન એણીપરે બોલે, સુણ તું કૃષ્ણ નરિંદાજી, એમ એકાદશી જેહ આરાધે, તે પામે સુખ વૃંદાજી; દેવી શ્રી અંબાઈ પુણ્ય પસાયે નેમીશ્વર હિતકારીજી, પંડિત હરખવિજય તસ શિષ્ય, માનવિજય જયકારીજી. ૪

## શ્રી વાસુપૂજ્ય જિન સ્તુતિ

પૂજ્યશ્રી વાસુપુજ્યા વૃજિન જિનપતે નૂતનાદિત્યકાંતે, માયાસ સારવાસાડવન વર તરસાલી નવાલાનબાહો, આનમ્રા ત્રાયતાં શ્રી પ્રભવ ભવ ભયાદ્દ્ભિભ્રતી ભક્તિભાજા–માયા સંમાર વાસાવનવર તરસાલીન બાલા ન બાહો ૧ પૂતો યત્પાદ–પાંશુ શિરસિ સુરતતે ગચરચ્ચૂર્ણશોભા, યાતા પત્રાસમાના પ્રતિમદમવતીહાર તારા જયતી, કીર્તેઃ કાન્ત્યા તતિ સા પ્રવિકિરતુતરા જૈનરાજી રજસ્તે, યાત્રાપત્રાસમાના પ્રતિમદમવતી હાર તારા જયતી ૨ નિત્ય હેતૂપપત્તિ પ્રતિહતકુમતપ્રોદ્ધત ધ્વાન્તબન્ધા–પાપાયાસાઘમાના મદન તવ સુધામાર હૃદ્યાહિતાનિ, વાણી નિર્વાણ માર્ગં પ્રણયિ પરિગના તીર્થનાથ ક્રિયાન્મે, પાપાયાસાઘમાના મદનત વસુધા સાર હૃદ્યા હિતાનિ ૩ રક્ષ ક્ષુદ્રથ્રદ્ધાદિ પ્રતિહતિ શમની વાહિત શ્વેત ભાસ્વત્સન્નાલીકાસદાપ્તા પરિકર મુદિતા સાક્ષમાલા ભવન્તમ્, શુભ્રા શ્રી શાન્તિ દેવી જગતિ જનયતાત્કુ ડિકા ભાતિ યસ્યા, મન્નાલીકા મહાપ્ના પરિકરમુદિતા સાક્ષમાલા ભવન્તમ્. ૪

## શ્રી શાંતિનાથની સ્તુતિ

શાંતિ જિનરાયા સર્વ જીવ સુક્ખદાયા, અચિરાદે માયા જાસુ સોવન્ન કાયા, વિશ્વસેન રાયા, જાસ ગુણ ગણ સોહાયા, મૃગત્ર છન પાયા, મોક્ષમ દિર સિધાયા ૧ પદ્મ વાસુ લિસાલા રક્તવર્ણે સુહાલા, ચદ્રપ્રભુ ધવલા સુનિધિજિન સુક્ખ સબલા, મુનિસુવ્રત સામલા નેમિ જિનરાજ કાલા, મલ્લિ

બારસ નીલા સોલ જિનરાજ પીલા. ૨ જિનવરની વાણી, મીઠી સાકર સમાણી, ભવિજન મન ભાણી, મોક્ષની છે નિશાણી, નયગમમન આણી, સર્વ ભંગ પ્રમાણી, સેવો શ્રુત ખાણી જૈનશાસ્ત્રે વખાણી. ૩ શાસન સુખદાઈ, ગરૂડ રાજા સહાઈ, વાંછિત ફલ દાઇ, દેવી નિર્વાણી માઇ, જિન ચરણ સહાઈ, સર્વ સંપત્તિ કરાઇ, કૃપાચંદ્ર સૂરિ સદાઈ, સંઘમેં શાંતિ વરતાઇ. ૪ ઇતિ શાંતિનાથજી થુઇ સમાપ્ત.

## શ્રી ચૈત્રી પૂનમની સ્તુતિ

શ્રી સિદ્ધાચલ તીરથ સેવો, તીન જગતમાં દૂજો ન એહવો, એહથી શુભફલ લેવો; શ્રીઆદીશ્વર જિનવર રાયા, પૂર્વનીવાણું ઇણ ગિરિ આયા, ઇંદ્રાદિક મન ભાવ્યા, શ્રી પુંડરિક પ્રથમ ગણધારી, પાંચક્રોડ મુનિવર પરિવારી, અણસણ કર્યો હિતકારી; ફાગુણ પૂનિમ સંલેખના જાણો, ચૈત્રી દિન નિરૂપમ ગુણખાણો, પામ્યો પદ નિરવાણો. ૧ ચૈત્રી દિન દેવવંદન કીજે, ભાવસહિત પ્રભુ પૂજા રચીજે, જિન ગુણ ગાઈ જશ લીજે, તિલક કરો પ્રભુને દશ વીશ, ચઢતા વલિ તીશ ચાલીશ, પંચાશની પૂજા જગીશ, પુષ્પ અક્ષત ફલ નૈવેદ્ય સાર, જિનવર પૂજા વિવિધ પ્રકાર, ધૂપ દીપ મનુહાર, કલશ અઠોત્તર શત પૂજા કરિયે, ચૌવીશ જિનવર ધ્યાનજ ધરિયે, જિમ ભવસાગર તરીયે. ૨ ચૈત્રી દિન શુભવારમાં લીજે, ગુરૂમુખથી એ તપ ઉચ્ચરીજે; વિધિ સહિત વહિજે; સોલ વરસ એ તપ આરાધી, આતમગુણ નિજ સંપદા સાધી, પાવે સહજ સમાધિ; તપપૂરણ ઉજ-

મણુ ધારો, કરીને શાસન શોભા વધારો, જિમ હોવે ભવ-નિસ્તારો, કાઉસ્સગ્ગ પ્રદક્ષિણા કરીએ, ગુણનો ગુણી જિનગુણુ સાભરીયે, આગમવિધિ અનુસરીયે ૩ દોય ટક પડિક્કમણો કીજે, ચૈત્રી શત્રુંજ યાત્રા કરીજે, પુન્ય ભડાર ભરીજે, છહરી પાલી જે નર ભેટે, સઘપતિ થઈ સહુ દુખ મેટે, ભવવનમે નવિ લેટે, બારહ પૂનિમ પર્વ કહીજે, ચારિત્રતિથિ શાસ્ત્રમાહિ લહીજે, ચક્રેશ્વરી સાનિધ કીજે, શ્રીજિનકૃપાચંદ્રસૂરિ રાજે, ખરતરગચ્છ જિન આણા છાજે, સુખ સપદા સુસમાજે. ૪

## શ્રી નેમિનાથજીની સ્તુતિ

સુર અસુર વદિય પાય પંકજ મયણમલ્લ અક્ષોભિત, ઘનમઘન-શ્યામશરીર સુંદર શખ લછન શોભિત, શિવા-દેવીનદન-ત્રિજગવદન ભવિકકમલ જિનેશ્વર, ગિરનાર ગિરિવર શિખર વદૂ નેમિનાથ જિનેશ્વર. ૧ અષ્ટાપદે શ્રી આદિજિનવર વીરજિન પાવાપૂરે, વાસુપૂજ્ય ચપાપુરિય સીધા નેમ રેવય ગિરિવરે, સમેતશિખરે વીસ જિનવર મુગતિ પહુતા મુનિવરુ, ચઉવીસ જિણવર તેહ વદૂ સયલ સઘે સુખકરૂ ૨ ઈગ્યારે અંગ ઉપાગ બારે દશ પયન્ના જાણિયે, છ છેદ ગ્રથ પસત્થ અત્થા ચાર મૂલ વખાણિયે, અનુયોગ-દ્વાર ઉદાર નદીસૂત્ર જિનમત ગાઈયે, એહ વૃત્તિ ચૂર્ણી ભાષ્ય પેતાલીશ આગમ ધ્યાઈએ ૩ દુહુ દિસે બાલક દોય જેહને સદા ભવિયણ સુખકરૂ, દુખ હરે અબા લુબ સુદર દુરિય દોહગ અપહરૂ, ગિરનાર મડણ નેમિ જિનવર ચરણ

પંકજ સેવિયે, શ્રી સંઘ સહુને સદા મંગલ કરો અંબા દેવિયે. ૪

## શ્રી ચૈત્રી પૂનમની સ્તુતિ

શ્રી વિમલાચલ સુંદર જાણું, ઋષભ આવ્યા જિહાં પૂર્વ નવાણું, તીર્થભૂમિકા પીછાણું; તે તો શાશ્વત પ્રાયે ગિરીંદ, પૂર્વ સંચિત પાપ નિકંદ, ટાલો ભવ ભય ફંદ; પુરવ સાહમાં અતિ ઉદાર, બેઠા સોહે નાભિ મલ્હાર, સન્મુખ પુંડરિક સાર; ચૈત્રી પૂનમ દિન જે અજુવાલી, ભવિ આરાધો મિથ્યાત્વ ટાલી, જીમ લહો શિવ વધૂ નારી. ૧ આબૂ અષ્ટાપદ ને ગિરનાર, સમેતશિખર ને વળી વૈભાર; પુંડરિક ચૈત્ર જુહાર; શ્રી જિન અજિત તારંગે વરિજે, શ્રી વરકાણો ભલણવાડે, તોડે કર્મની જાડે; તારંગો શંખેશ્વર પાસ, શ્રી ગોડીજી પુરે આસ, પોસીના જિન સુવિશાલ; ચૈત્રી પૂનમ દિન સુંદર જાણી, એ સવિ પૂજો ભવિ પ્રાણી, જિમ થાવો કેવલનાણી. ૨ ભરત આગલ શ્રી ઋષભજી બોલે, નહિ કોઈ ચાત્રી પૂનમ-દિન તોલે, એમ જિન વચન જ બોલે; ચત્રી પૂનમ દિન એ ગિરિ અંત, છટ્ઠ કરી જાત્રા સાત કરંત, ત્રીજે ભવે મોક્ષ લહંત; ચૈત્રી પૂનમ દિન એ ગિરિ સિદ્ધ, પંચ ક્રોડ કેવલીથી સિદ્ધ, પુંડરિક શિવપદ લીધ; એમ જાણીને ભવિ આરાધો, ચૈત્રી પુનમ દિન શુભચિત્ત સાધો, મુક્તિના ખાતાં બાંધો. ૩ પુંડરિક ગિરિની શાસનદેવી, મરૂદેવા નંદન ચરણ પૂજેવી, ચક્રેશ્વરી તું દેવી, ચઉવિહ સંઘને મંગલ કરજો, તુજ સેવક પર લચ્છી વરજો, સયલ વિઘન સંહરજો; શ્રી અપ્રતિચક્ર તું મોરી માત, તું જાણે મોરી

ચિત્તની ઘાત, પૂરજે મનની વાત, પંડિત અમર કેસર સુપસાય, ચૈત્રી પૂનમ દિન મહિમા લહાય, શ્રી લબ્ધિવિજય ગુણ ગાય ૪

## શ્રી પર્યુષણની સ્તુતિ

વલિ વલિ હુ ધ્યાવું ગાઉ જિનવર વીર, જિન પર્વ પજુસણ દાખ્યા ધર્મની સીર, આષાઢ ચૌમાસે હુતી દિન પચ્ચાસ, પડિક્કમણું સંવચ્છરી કરીયે ત્રણ ઉપવાસ. ૧ ચઉવીસે જિણવર પૂજા સત્તર પ્રકાર, કરીયે ભલે ભાવે ભરીયે પુણ્ય ભંડાર, વલિ ચૈત્યપ્રવાડે ફિરતાં લાભ અનંત, ઈમ શ્રી પર્વપજુષણ સહુમેં મહિમાવંત ૨ પુસ્તક પૂજાવી નવ વાંચનાયે વંચાય, શ્રીકલ્પસૂત્ર જિહાં, સુણતા પાપ પુલાય, પ્રતિદિન પરભાવના ધૂપ અગર ઉખેવ, ઈમ ભવિયણ પ્રાણી પર્વ પજૂષણ સેવ. ૩ વલિ સાહમ્મિ વચ્છલ કરીયે વારંવાર, કેઈ ભાવના ભાવે કેઇ તપસી શિલધાર, અઠ દીહ પજુસણ એમ સેવંત આણંદ, સુયદેવી સાનિધ્ય કહે જિનલાભસૂરિંદ ૪

## શ્રી ભીલડીપુર પાર્શ્વજિન સ્તુતિ.

ભીલડીપુર મંડણ, સોહીએ પાસ જિણંદ, તેહને તમે પૂજો, નર નારીના વૃંદ, મેહ ત્રૂઠયો આપે, ઘણુ કણુ કંચન કોડ, તે શિવપદ પામે, કર્મ તણા ભય છોડ ૧ ઘન ઘસીયા ઘનાઘન, કેશરના રંગ રોળ, તેહમાં તમે ભેળો, કસ્તુરીના ઘોલ, તેણે શુ પૂજો ચઉવીસે જિણંદ, જેમ દૈવે દુખ જાવે, આવે ઘર આનંદ. ૨ ઘરા ત્રિગડે જિન બેઠા, સોહિએ સુંદર રૂપ, તસ વાણી સુણવા, આવી પ્રણમે ભૂપ, વાણી

જોજનની, સુણજો ભવિયણ સાર, તે સુણતાં હોશે પાતિકનો પરિહાર. ૩ પાય રૂમઝુમ રૂમઝુમ, ઝાંઝરનો ઝમકાર, પદ્‌માવતી ખેલે, પાર્શ્વતણે દરબાર; સંઘ વિઘન હરજો, કરજો જય જયકાર, એમ સૌભાગ્યવિજય કહે, સુખ સંપત્તિ દાતાર. ૪

## શ્રી સિદ્ધચક્રજીની સ્તુતિ

અંગદેશ ચંપાપુરીવાસી, મયણા ને શ્રીપાલ સુખાશી, સમકિતશું મનવાસી; આદિ જિનેશ્વરની ઉલ્લાસી, ભાવે પૂજા કીધી મન આસી, ભાવ ધરી વિશ્વાસી; ગલિત કોઢ ગયો તેણે નાશી, સુવિધિશું સિદ્ધચક્ર ઉપાસી, થયો સ્વર્ગનો વાસી; આસો ચૈતર પુરણમાસી, પ્રેમે પૂજો ભક્તિ વિકાસી, આદિ પુરુષ અવિનાશી. ૧ કેસર ચંદન મૃગમદ ઘોળી, હરખેશું ભરી હેમ કચોલી, શુદ્ધ જલે અંઘોલી; નવ આંબિલની કીજે ઓળી, આસો સુદ સાતમથી ખોલી, પૂજો શ્રી જિન ટોળી; ચઉગતિની મહા આપદા ચોળી, દુર્ગતિના દુઃખ દૂરે ઢોળી, કર્મ નિકાચિત રોળી; કર્મ કષાય તણા મદ રોળી, જેમ શિવરમણી ભરમ ભોળી, પામ્યા સુખની ઓળી. ૨ આસો સુદ સાતમ સુવિચારી, ચૈત્રી પણ ચિત્તશું નિરધારી, નવ આંબિલની સારી; ઓળી કીજે આગળ વારી, પ્રતિક્રમણ બે કીજે ધારી, સિદ્ધચક્ર પૂજો સુખકારી, શ્રી જિનભાષિત પર ઉપકારી, નવ દિન જાપ જપે નર નારી, જેમ વહિયે મોક્ષની બારી; નવપદ મહિમા અતિ મનોહારી, જિન આગમ ભાખે ચમત્કારી, જાઉં તેહની

બલિહારી ૩ શ્યામ ભ્રમર સમ વેણી કાલી, અતિ સોહે સુંદર સુકુમાલી, જાણે રાજ મરાલી, ખલહલ ચક્ર ધરે રૂપાળી, શ્રીજિનશાસનની રખવાળી, ચક્રેસરી મે ભાલી, જે ઓળી કરે ઉજમાળી, તેના વિઘ્ન હરે સા બાળી, સેવક જિન સંભાળી, ઉદયરત્ન કહે આસનવાળી, જે જિન નામ જપે જપમાલી, તે ઘર નિત્ય દિવાલી ૪

## શ્રી સિદ્ધચક્રજીની સ્તુતિ

પ્રહ ઉઠી વંદુ, સિદ્ધચક્ર સદાય, જપિયે નવપદનો જાપ સદા સુખ દાય, વિધિ પૂર્વક એ તપ જે થઈ ઉજમાલ, તે સવિ સુખ પામે જેમ મયણા શ્રીપાલ ૧ માલવપતિ પુત્રી, મયણા અતિ ગુણવંત, તસ કર્મ સંયોગે, કોઢી મલિયો કંત, ગુરૂ વયણે તેણે, આરાધ્યું તપ એહ, સુખ સમ્પદા વરિયા તારયા ભવ જલ તેહ ૨ આંબિલ ને ઉપવાસ, છઠ્ઠ વલી અઠ્ઠમ, દશ અઠ્ઠાઈ પન્દર, મામ છ માસ વિશેષ, ઈત્યાદિ તપ બહુ, સહુ માહે સિરદાર, જે ભવિયણ કરશે, તે તરશે સંસાર. ૩ તપ સાનિધ્ય કરશે, શ્રી વિમલેશ્વર યક્ષ, સહુ સંઘના સંકટ, પૂરે થઈ પ્રત્યક્ષ પુણ્ડરીક ગણધર કનક વિજય બુધ શિષ્ય, બુધ દર્શનવિજય કહે, પહુચે સકલ જગીશ. ૪.

## શ્રી અધ્યાત્મની સ્તુતિ

ઉઠી સવારે સામાયિક લીધુ, પણ બારણું નવી દીધુ જી, કાલો કુતરો ઘરમા પેઠો, ઘી સઘલુ તેણે પીધુંજી, ઉઠો વહુ

અર આલસ મુકી, એ ઘર આપ સંભાલોજી, નિજ પતિ ને કહી વીરજીને પૂજો, સમકિતને અજુઆલોજી. ૧. બલે બિલાડે જડપ જડપાવી, ઉત્રોડ સર્વે ફોડીજી; ચંચલ છૈયા વાર્યા ન રહે, ત્રાક ભાંગી માલ તોડીજી, તેહ વિના રેંટિયો નવિ ચાલે, મૌન ભલો કે ને કહિયેજી, ઋષભાદિક ચોવીશ તીર્થંકર, જપિયે તો સુખ લહિયેજી. ૨. ઘર વાશીંદુ કરો ને વહુઅર, ટાલો ઓજી શાલુંજી, ચોરટો એક કરે છે હેરૂ, ઓરડે ઘોને તાલુંજી, લબકે પાહુણા ચાર આવ્યા છે, તે ઊભા નવિ રાખોજી, શિવપદ સુખ અનંતા લહિયે, જો જિન વાણી ચાખોજી. ૩ ઘરનો ખુણો કોણ ખણે છે, વહુ તમે મનમાં લાવોજી, પહોલે પલંગે પ્રીતમ પોઢયા, પ્રેમ ધરી ને જગાવોજી; ભાવ પ્રભ સૂરિ કહે નહી એ કથલો, અધ્યાત્મ ઉપયોગીજી, સિદ્ધાયિકા દેવી સાનિધ્ય કરેવી, સાધે તે શિવ પદ ભોગીજી. ૪

## શ્રી દિવાળીની સ્તુતિ—

સિદ્ધારથ તાતા જગત વિખ્યાતા ત્રિશલા દેવી માત, તિહાં જગગુરૂ જન્મ્યા સવિ દુઃખ વિરમ્યા મહાવીર જિનરાય, પ્રભુ લઈને દીક્ષા કરે હિત શિક્ષા દેઈ સંવચ્છરી દાન, બહુ કર્મ ખપેવા શિવસુખ લેવા કીધો તપ શુભ ધ્યાન. ૧ વર કેવલ પામી અંતરજામી વદ કાર્તિક શુભ દીસ, અમાવાસ્યા જાતે પાછલી રાતે મુગતિ ગયા જગદીશ; વલી ગૌતમ ગણધર મોટા મુનિવર પામ્યા પંચમ જ્ઞાન, જ્યાં તત્ત્વ પ્રકાશી શીલ વિલાસી પહોતા મુગતિ નિધાન.

૨ સુરપતિ અચરીયા, રતન ઉદ્ધરીયા, રાત થઈ તિહા કાલી, જન દીવા કીધા કાજ સિદ્ધા નિશાથઈ અજવાળી, સહુ લોકે હરખી નજરે નિરખી પર્વ કીયો દિવાળી, વળી ભોજન ભગતે નિજ નિજ શકતે જીમે સેવ સુહાળી. ૩ સિદ્ધાયિકા દેવી વિઘ્ન હરેવી વાંછિત દે નિરધારી, કરી સઘને શાતા જેમ જગ માતા એહવી શક્તિ અપારી, એમ જિન ગુણ ગાવે શિવ સુખ પાવે સુણજો ભવિજન પ્રાણી, જિનચંદ યતીસર મહામુનીસર જપે એહવી વાણી. ૪

## શ્રી નેમનાથજીની સ્તુતિ

જાદવકુલ નંદન સમો એ નેમીસર નિરધારતો, કૃષ્ણ આદેશે ચાલીયા એ વરવા રાજુલ નારતો, અનુક્રમે તીહા આવીયાં એ ઉગ્રસેન દરબાર તો, ઇંદ્ર ઈંદ્રાણી નાચના એ નાટક થેઈ થેઈ કારતો. ૧ તોરણ પાસે આવીયા એ પશુ હાનો ઉપકાર તો, શામલીએ મુખ મરડીયું એ રાજુલ મન ઉચાટ તો, અજિત આદે તીર્થંકરા એ પરણ્યા છે બહુ નાર તો, તેને કારણ તુમે કાંઈ ડરો એ, પરણો ગુલાબી નાર તો ૨ રથ ફેરી સંજમ લીયો એ ચડીયા ગઢ ગિરનાર તો, નેમનાવ કાઉસગ્ગ રહ્યા એ પામ્યા કેવળ જ્ઞાન તો, સોલ પહોર પ્રભુ દેશના એ આપી અખંડા સારતો, ભવિક જીવ પ્રતિ બુઝવ્યા એ બુઝવી રાજુલ નાર તો ૩ અથિર જાણી સંજમ લીયો એ અબા જે જે કારતો, ચરણે ઝાંઝર રણુઝણે એ, નાચે નેમ દરબાર તો, શ્યામ વર્ણના નેમજી એ કૃષ્ણ શીકાર તો, તેને નામે કવિદાસનો એ વરવા સુરસુંદરી નાર તો ૪.

# શ્રી પર્યુષણપર્વની થોય

પુણ્યવંત પોશાલે આવે; પર્વ પજુષણ આવ્યા વધાવે, ધર્મના પંથ ચલાવે, ઘાંચીની ઘાણી છોડાવે; જીવબંધનની જાલ તોડાવે, બંધીવાન ખોલાવે, આઠ દિવસ લગે અમર પલાવે, સ્વામિવચ્છલ મેરૂ ભરાવે, જિનશાસન દીપાવે, પોસહ પડિક્કમણ ચિત્ત ધારે, ક્રોધ કષાય અંતરથી વારે, વીરજીની પૂજા રચાવે. ૧ પુસ્તક લેઈ રાત્રી જગો કીજે, ગાજંતે ગુરૂ હસ્તે દીજે, ગહુંલી સુવાસણ કીજે, કલ્પસૂત્ર પ્રારંભે વખાણું, વીર જન્મ દિન સહુકો જાણું, નીશાલગરણા ટાણું; ખાંડ પડી પેંડા પતાસાં; ખાંડના ખડીયા ને નાલીએર ખાસા, પ્રભાવના ઉલ્લાસા; વીર તણો પહેલો અધિકાર, પાસ નેમીસર અંતર સાર, આદિ ચરિત્ર ચિત્ત ધાર. ૨. જંબૂ પાટે ત્રિભુવન ગુણભરીયા, શ્રી સયંભવ જેણે ઉદ્ધારીયા, યજ્ઞ થકી ઉદ્ધરીયા; કોશ્યા ઘેર ચોમાસું કીધું, અખંડ શીયલનું દાનજ દીધું, સ્થુલીભદ્ર નામ પ્રસિધ્ધું; પારણે ગાયા હાલરડા, સાંભરતાં સૂત્ર પાઠવીયા, વયર સ્વામી શુભ વરીયા; એમ સ્થવિરાવલી ભાખીએ જેહ, સોહમસ્વામી ચિંતામણિ તેહ, કલ્પમાં સુણીયે એહ. ૩. ઝલકસ મસરૂ ને પાઠ રૂમાલ; પૂજીએ પોથીને જ્ઞાન વિશાલ, ઠવણી સહેજ સંભાલ; વલી પૂજા કીજે ગુરૂ અંગ, સંવત્સરી દિન મનને રંગ, બારસો સુણી એક અંગ; સાસુ જમાઈના અડીયા ને દડીયા, સમાચારી માંહે સાંભલીયા, ખામણે પાપ જ ટલીયા, શ્રી ભાવલબ્ધિસૂરિ એ કરણી, શ્રીપદ મહેલ ચડણ નીસરણી, સિદ્ધાએ કહ્યા દુઃખ હરણી. ૪.

## શ્રી મહાવીરજિન થોય

મૂરતિ મન મોહન, કંચન કોમલ કાય, સિદ્ધારથ નંદન ત્રિશલાદેવી સુમાય, મૃગનાયક લંછન, સાત હાથ તનુ માન, દિન દિન સુખ દાયક, સ્વામી શ્રી વર્દ્ધમાન ૧, સુર નરવર કિન્નર, વંદિત પદ અરવિંદ, કામિત ભરપૂરણ, અભિનવ સુરતરૂ કંદ, ભવિયણને તારે પ્રવહણ સમ નિશદિશ, ચોવિશે જિનવર, પ્રણમું વીસવાવીસ ૨ અરથે કરી આગમ, ભાખ્યા શ્રી ભગવંત, ગણધરને ગુંથ્યા, ગુણનિધિ જ્ઞાન અનંત, સુરગુરૂ પણ મહિમા, કહિ ન શકે એકંત, સમરૂં સુખ સાયર, મન શુદ્ધ સૂત્ર સિદ્ધાન્ત ૩ સિદ્ધાયિકા દેવી, વારે વિઘ્ન વિશેષ, મહુ સંકટ ચૂરે, પૂરે આશ અશેષ, અહોનિશ કર જોડી, સેવે સુરનર ઈંદ્ર, જંપે ગુણ ગણ ઈમ શ્રી જિનલાભસૂરીંદ ૪

## શ્રી પર્યુષણપર્વની થોય

સિદ્ધાર્થ નંદન, પ્રણમીજે સુખકાર, નિર્મલ ત્રિકરણે કરી, કીજે ભક્તિ ઉદાર, અષાઢ ચૌમાસાથી, દશ પંચક દનિ જાણ, સંવત્સરી પડિક્કમણું અંટમતપ સુવિહાણ ૧ જિન પંચ કલ્યાણક, પૂજા ભલિ ચિત્ત ધાર, અંટોત્તર ઇગવીશ, પૂજા સત્તર પ્રકાર, શુભ ભાવ ધરીને, કરીએ ચૈત્યપ્રવાડી, જિન ભક્તિ કરતા, શિવસુખ લાભ અપાર ૨ શ્રાવક સંઘ સાથે, પોષધશાલા આય, જિન આગમ પુસ્તક, પૂજે હરખ ભરાય, સહુ દુરિત વિહંડન, સુનિ મુખ કલ્પ સુણીજે, નિત પ્રતિ પ્રભાવના કરતા પુન્ય ભરીજે. ૩ શ્રી પર્વ

પજુસણ, બ્રહ્મચર્ય વ્રત ધાર, સેવે ભવિ પ્રાણી તપ જપ કર સુખસાર; ખરતરગચ્છ વાચક, નિશ્ચુદય ચારિત્રનંદિ, જસુ શાસન દેવી, આપે પરમાનંદ. ૪.

## શ્રી રાત્રિ ભોજનની થોય

શાસન નાયક વીરજીએ, પામી પરમ આધાર તો; રાત્રિ ભોજન મત કરો એ, જાણી પાપ અપાર તો; ઘુઅડ કાગ ને નાગના એ, તે પામે અવતાર તો, નિયમ નોકારશી નિત્ય કરોએ, સાંજે કરો ચોવિહાર તો. ૧. વાસી બોળો ને રીંગણા એ, કંદમૂળ તું ટાળ તો, ખાતા ખોટ ઘણી કહી એ, તે માટે મન વાળ તો; કાચા દૂધ ને છાશમાં એ, કઠોળ જમવું નિવાર તો, રૂષભાદિક જિન પૂજતાં એ, રાગ ધરે શિવનાર તો. ૨. હોળી બળેવ ને નોરતાં એ; પીંપળે પાણી મ રેડ તો, શીલ સાતમના વાસી વડા એ, ખાતાં મોટી ખોડ તો; સાંભળી સમકિત દ્રઢ કરો એ, મિથ્યાત્વ પર્વ નિવાર તો, સામાયિક પડિક્કમણું નિત કરો એ, જિનવાણી જગ સારતો. ૩ ઋતુવંતી અડકે નહી એ, નવિ કરે ઘરના કામ તો, તેનાં વાંછિત પૂરશે એ, દેવી સિદ્ધાયિકા નામ તો; હિત ઉપદેશે હર્ષ ધરી એ; કોઈ ન કરશો રીશ તો, કીર્તિ કમલા પામશો એ, જીવ કહે તસ શિષ્ય તો. ૪

## શ્રી રૂતુવંતીની થોય

સોવન વાડી ફૂલડે છાઈ, છાબ ભરી હું લાવું જી, ફુલજ લાવું ને હાર ગુંથાવું, પ્રભુજીને કંઠે સોહાવું જી;

ઉપવાસ કરૂ તો ભૂખજ લાગે, ઉનું પાણી નવી ભાવેજી;
આંબિલ કરૂ તો લુખુ ન ભાવે, નીવીએ ડુમા આવેજી ૧
એકાસણું કરૂં તો ભુખે રહી ન શકું, સુખે ખાઉં ત્રણ
ટકજી, સામાયિક કરૂ તો બેસી ન શકુ, નિંદા કરૂ સારી
રાતજી, દેરે જાઉ તો ખોટી જ થાઉ, ઘરનો ધંધો ચુકુ જી,
દાન દઉ તો હાથ જ ધ્રૂજે, હૈયે કંપ વછુટે જી ૨ જીવને
જમડાનુ તેડુ આવ્યુ, સર્વ મેલીને ચાલીજી, રહો રહો
જમડાજી આજનો દહાડો, શેત્રુજે જઇને આવુ જી, શેત્રુજે
જઈને દ્રવ્ય જ ખર્ચું, મોક્ષ માર્ગ હુ માગુ જી, ઘેલા
જીવડા ઘેલુ શુ બોલે, એટલા દિવસ શુ કીધુ જી. ૩
જાતે જે જીવે પાછળ ભાવુ, શુ શુ સાથે આવેજી, કાચી
કુલેંગ ખોખરી હાંડી, કાઠીના ભારા સાથેજી, જ્ઞાનવિમળસૂરિ
એણી પેરે ભાંખે, ધ્યાવો અધ્યાતમ ધ્યાનજી, ભાવ
ભક્તિશું જિનજીને પૂજો, સમક્તિને અજવાળોજી ૪

## સ્તવન વિભાગ

### શ્રી સીમધર જિન સ્તવન

મારી વિનતડી અવધારો સાહિબ સીમધર મહારાજ,
ત્રિભુવન સાહિબ અરજ સુણીજો, મહિર કરીજો, દરસણ
દીજો રાજ મારી વિ. ૧ આપ વસ્યા મહાવિદેહ ખેતરમે,
હુ ઇણ ભરત મોઝાર, એ મેલો કિમ હોવે સાહિબ,
એહી સબલ વિચાર. મા૦ વિ૦ ૨ ભરત વિચાલે પરવત
આડો, નામે વૈતાઢય સાર, પચીસ જોજનનો ઉચો છે

પ્રભુ, પચાસ જોજન વિસ્તાર. મા૦ વિ૦ ૩ ગંગા સિંધુ દોનું નદીયાં, આડી છે ફિરતાર સહસ અઠાવીસ બીજી નદીયાં, એ બેઉંનો વિસ્તાર. મા૦ વિ૦ ૪ ઇણી આગલ પરવત આડો, નાનો હિમવંત નામ; એક સહસ વલિ બાવન જોજન, બાર કલા અભિરામ. મા૦ વિ૦ ૫ ખેતર હેમવંત વલિ પ્રભુ આડો, જુગલ્યાં કેરો વાસ; ઇકવીસસૈ વલિ પાંચ યોજન, પાંચ કલા સુવિલાસ. મા૦ વિ૦ ૬ રોહિતા રોહિતાંસા નામ, નદિયાં છે અસરાલ; છપ્પન્ન સહસ વલિ બીજી નદિયાં, આવું કેમ દયાલ. મા૦ વિ૦ ૭ મહાહિમવંત પરવત આડો, મોટો અતિ વિસતાર; ચ્યાર સહસ દોય સૌ દસ જોજન, દસ કલા મનુહાર. મા૦ વિ૦ ૮ આઠ સહસ સત ચ્યાર અનોપમ, ઇકવીસ; જોજન તાસ, એક કલા વલિ રૂપ અનોપમ, ખેતર છે હરિવાસ. મા૦ વિ૦ ૯ હરિકાંતા ને હરિસલિલા, નદીયા છે પરતક્ખ, બીજી નદીયાં આડી છે પ્રભુ, સહસ બાર એક લક્ખ. મા૦ વિ૦ ૧૦ પરવત નિષધ છે વલિ આડો, જોયણ વલિ વિસતાર; સોલ સહસ સત આઠ બયાંલીસ, દોય કલા મનુહાર. મા૦ વિ૦ ૧૧ ખેતર છે વલિ જુગલ્યાં કેરો, દેવ કુરૂ ઇણે નામ; તે પિણ જોયણ બહુ વિસ્તારે, પોલો છે સુણો સ્વામ. મા૦ વિ૦ ૧૨ સીતા નામે નદી વડેરી, સબ નદીયાં સીરદાર, પાંચ લાખ વલિ બીજી નદીયાં, અને બત્તીસ હજાર. મા૦ વિ૦ ૧૩ લાખ જોજનકો મેરૂ પરવત, નામ સુદરસણ સાર, ગજદંતા વલિ ચ્યાર વિચમેં, આઉં કેમ કૃપાલ. મા૦ વિ૦ ૧૪ વન-ગિરિ ને પરવત બહુલા,

નદીઓં ઓઘટઘાટ, કિણુ વિધિ આવુ સુગુણા સાહિબ, મારગ વિષમીવાટ મા૦ વિ૦ ૧૫ કચનગિરિ વખારા પરવત, ગજદતા ગિરિરાય, ભદ્ર સાલ વન મારગ વિચમે, લાગે કેમ ઉપાય મા૦ વિ૦ ૧૬ કયાં મુજ દેશ છે ભરત ખેતર, કયા પુખલાવતી જિનરાજ, ઓ મેલો કિમ હોસી સાહિબ, તારણુ તરણુ જિહાજ. મા૦ વિ૦ ૧૭ નિસદિન મારે તુહી આલંબન, વસીયો હ્રદય મઝાર, ભવ દુખ ભજન, તુંહી નિરજણુ, કરૂણા કલા ભંડાર મા૦ વિ૦ ૧૮ મનવછિત સુખ સપત્તિદાતા, પ્રભુ સાહેબ છો ખાસ, મુજને સેવક સાચો જાણી, પુરો મનની આસ મા૦ વિ૦ ૧૯ ખરતર હરખ ગુરૂ સુપસાયે, રૂપચદ ગુણુ ગાય, અગરચદકો શ્રી જિનવરજી, તારો દીન દયા લાય મા૦ વિ૦ ૨૦ સવત અઢારસે ઈકીનીસે, પોસવદી સુભ માસ, બીજ ભદ્ર બુધવાર અનોપમ, જિનપદવંદન ભાસ. મારી વિનતડી૦ ૨૧ ઇતિ સીમધર જિન સ્તવન સપૂર્ણ.

## શ્રી સીમધર સ્વામીનુ વિનતિરૂપ સ્તવન

સ્વસ્તિ શ્રી મહાવિદેહ ક્ષેત્રમા, જિહા રાજે તીર્થંકર વીશ, તેહ્ને નામુ શિષ, કાગલ લખું કોડથી ૧ સ્વામી જઘન્ય તીર્થંકર વીશ છે, ઉત્કૃષ્ટા એકસો સિત્તેર, તેમા નહિ ફેર, કાગલ લખુ કોડથી ૨ સ્વામી બાર ગુણે કરી યુક્ત છો, અંગે લક્ષણુ એકહજાર, ઉપર આઠ સાર, કાગલ લખુ કોડથી ૩ સ્વામી ચોવીશ અતિશયે શોભતા, વાણી પાત્રીસ વચન રસાલ, ગુણો તણી માળ, કાગલ લખુ કોડથી. ૪

સ્વામી ગંધહસ્તિ સમ ગાજતા, ત્રણ લોકતણા પ્રતિપાળ, છો દિનદયાળ, કાગલ લખું કોડથી. ૫ સ્વામી કાયા સુકોમળ શોભતી, શોભે સુવર્ણ સમાન વાન; કરૂં હું પ્રણામ. કાગલ લખું કોડથી ૬ સ્વામિ ગુણ અનંતા છે તાહરા, એક જીભે કહ્યો કેમ જાય; લખ્યા ન લખાય. કાગલ લખું કોડથી. ૭ ભરત ક્ષેત્રથી લિખિતંગ જાણજો, આપ દર્શન ઈચ્છું દાસ; રાખું તુમ આશ. કાગલ લખું કોડથી. ૮ મેં તો પૂર્વે પાપ કીધાં ઘણાં, જેથી આપ દર્શને રહ્યો દૂર; ન પહોંચુ હજુર. કાગલ લખુ કોડથી. ૯ મારા મનમાં સંદેહ અતિ ઘણા, આપ વિના કહ્યો કેમ જાય; અંતર અકળાય. કાગલ લખું કોડથી. ૧૦ આડા પહાડ પર્વત ને ડુંગરા, તેથી નજર નાખી નવ જાય, દર્શન કેમ થાય ? કાગલ લખું કોડથી. ૧૧ સ્વામી કાગળ પણ પહોંચે નહિ, નવિ સંદેશો પહોંચે સાંઈ; હું તો રહ્યો આંહિ, કાગલ લખું કોડથી. ૧૨ દૈવે પાંખ દીધી હોત પીઠમાં, ઉડી આવું દેશાવર દૂર, તો પહોંચું હજુર. કાગલ લખું કોડથી. ૧૩ સ્વામિ કેવળજ્ઞાને કરી દેખજો, મારા આત્માના છો આધાર, ઉતારો ભવપાર. કાગલ લખુ કોડથી. ૧૪ ઓછું અધિકું ને વિપરીત લખ્યું, માફ કરજો જરૂર જિનરાજ, લાગું તુમ પાય, કાગલ લખું કોડથી. ૧૫ સંવત અઢાર તેપ્પનની સાલમાં, હરખે હર્ષવિજય ગુણ ગાય, પ્રેમે પ્રણમું પાય. કાગલ લખું કોડથી. ૧૬

# શ્રી શત્રુંજય તીર્થમાલા

## ( ઢાળ પહેલી )

( તુમે શાને રોકો છો રાનમાં—એ દેશી )

વિમલાચલ વાલા વારૂ રે, ભલે ભવિયણ ભેટો ભાવમાં; તુમ્હે સેવો એ તીરથ તારૂ રે, જિમ ન પડો ભવના દાવમા. ભલે. ૧ જગ સઘળા તીરથનો નાયક, તુમે સેવો શિવસુખ દાયક રે ભલે૦ ૨ એ ગિરિરાજને નયણે નિહાળી, તુમે સેવો અવિધિ દોષ ટાળી રે ભલે૦ ૩ મુક્તાસાધન ફૂલે વધાવી, નમી પૂજી ભાવના ભાવો રે. ભલે૦ ૪ કાકરે કાકરે સિદ્ધ અનંતા, સભારો પાજે ચઢતા રે. ભલે૦ ૫ આદિ અજિત શાંતિ ગૌતમ કેરા, પહેલા પગલા પૂજો ભલેરા રે ભલે૦ ૬ આગે ધોળી પરબ ટુંકે ચઢીએ, તિહા ભરત ચક્રપદ નમીએ રે. ભલે૦ ૭ નીલી પરબ અંતરાલે આવે, હારે નેમિ વરદત્ત પગલાં સોહાવે રે ભલે૦ ૮ આદિ થૂભ નમિ કુંડ કુમારા, હીંગલાજ હુડે ચઢો પ્યારા રે ભલે૦ ૯ તિહા કલિકુંડ નમી શ્રીપાસ, હારે ચઢો મન મોડી ઉલ્લાસ રે ભલે૦ ૧૦ ગુણવંત ગિરના ગુણ ગાઇ, છાલા કુંડે વિસામો ભાઈ રે ભલે૦ ૧૧ તિહાથી મકાગાવી પથે ધમીએ, પ્રભુ ગઢ દેખીને ઉલ્લસીયે રે ભલે૦ ૧૨ નમીએ નારદ અથ મત્તાની મુરતિ, વળી દ્રાવિડ વારિખિલ્લ સુરતી રે ભલે૦ ૧૩ તીરથ ભૂમિ દેખી સુખ જાગે, નિરખો હેમ કુંડની આગે રે ભલે૦ ૧૪ રામ ભરત શુક સેલગ સ્વામી,

થાવચ્ચા નમું શિર નામી રે. ભલે૦ ૧૫ ભુખણકુંડ વાડી જોઈ વંદો, સુકોમલ મુનિપદ સુખકંદો રે. ભલે૦ ૧૬ આગળ હનુમત્ત વીર કહાવે, હાંરે તિહાંથી બે વાટે જવાએ રે. ભલે૦ ૧૭ ડાબી દિશા રામપોળ હું રંજી, સામી દીસે નદી શેત્રુંજી રે. ભલે૦ ૧૮ જોતાં જમણી દીસે વંદો ભાળી, મુનિ જાલિ મયાલિ ઉવયાલિ રે. ભલે૦ ૧૯ તિહાંથી ડાબી દિશા સાસા સોહાવે, નમો દેવકી ખટ્સુત ભાવે રે. ભલે૦ ૨૦ ઇમ શુદ્ધ ભાવ થકી ઉત્કર્ષે, રામપોળમાં પેસીએ હરખે. રે. ભલે૦ ૨૧ કુંતાસરે પાળે નવઘણ ભાળો, જેહ કીધી શાહ શૃંગાલો રે. ભલે૦ ૨૨ ધાઈ સોપાન ચઢી અતિ હરખો, જઈ વાઘણપોળે નિરખો રે. ભલે૦ ૨૩ સ્થિરતાએ શુભ જોગ જગાવો, કહે અમૃત ભાવના ભાવો રે. ૨૪

## ઢાળ બીજી

( સીતા હરખીજી હરખીજી—એ ટેક )

નીરખીજી નીરખીજી, હું તો નીરખીજી, હરખીજી હરખીજી, હું તો પ્રણમું રે નીરખીજી. ૧ અતિ હરખે સંચરતા જોતાં, જિનઘર ઓળા આળેજી; જીવ જગાવી શીશ નમાવી, આવી હાથી પોળે. હું તો૦ ૧ આગલી પુંડરીક પોળે ચઢતાં, પ્રણમું બે કર જોડીજી, તીર્થપતિનું ભુવન નીહાળી, કરમ ઝંઝીર મેં તોડી. હું તો૦ ૨ મુળ ગભારે જાતાં માનું, સુકૃત સઘળાં તોડી જી; તત્ક્ષણ દુષ્કૃત દૂરે પળાયાં, નાખી કુગતિ ઉખેડી. હું તો. ૩ દીઠો

લાડક મરૂદેવીનો, બેઠો તીરથ થાપીજી, પૂરવ નવાણુવાર આવ્યાથી, જગમા કીરતિ વ્યાપી. હુ તો૦ ૪ શ્રીઆદીશ્વર વિધિશું વદી, બીજા સર્વ જુહારૂંજી, નમિ વિનમિ કાઉસ્સ ગ્ગીયા પાસે, જોઇ જોઈ આતમ તારૂ હુ તો૦ ૫ સાહમા ગજવર ખધે બેઠાં, ભરતચક્રીની માઠીજી, તિમ સુનંદા સુમંગળા પાસે, પ્રણુસું તે ધન લાડી હું તો૦ ૬ મૂળ ગભારામાં જિનમુદ્રા, એકે ઉણા પચાસજી, રગમડપમા પડિમા એંશી, વદી ભાવ ઉલ્લાસે હુ તો૦ ૭ ચૈત્ય ઉપર ચોમુખ થાપ્યો છે, ફિરતી પ્રતિમા વંદુજી, વળી ગૌતમ ગણુધરની ઠવણા, શી તારીફ વખાણુ. હુ તો૦ ૮ દેહેરા બાહિર ફીરતી દોરી, ચૌપન રૂડી દીસેજી, તેહમા પ્રતિમા એકસો ત્રાણુ, દેખી હીયડુ હીસે. હું તો૦ ૯ નીલુડી રાયણ તરૂવર હેઠલ, પીલુડા પ્રભુજીના પાયજી, પૂજી પ્રણુમી ભાવના ભાવી, ઉલટ અગ ન માય. હું તો૦ ૧૦ તસ પદ હેઠળ નાગમોરની, મૂરત બેઉ સોહાવેજી તસ સુર પદવી સિદ્ધાચળના, માહાત્મ્ય માહિ કહાવે હુ તો૦ ૧૧ સાહમા પુડરિક સ્વામી વિરાજે, પ્રતિમા છત્રાસ સગેજી, તેહમા બૌદ્ધની એક જિન પ્રતિમા, ટાળી નમીએ રગે હુ તો૦ ૧૨ તિહાથી બાહિર ઉત્તર પાસે, પ્રતિમા તેર દેહારજી એક રૂપાની અવર ધાતુની, પચ તીરથ છે વારૂ. હું તો૦ ૧૩ ઉત્તર સન્મુખ ગણુધર પગલાં, ચઉદસયાં બાવનનાજી, તેહમા શાતિ જિણુદ જુહારું, પુગ્યા કોડ તે મનના હુ તો૦ ૧૪ દક્ષિણુ પાસે સહસ કૂટ ને, દેખી પાપ પળાયા જી, એક સહસ ચોવીશ, જિનેશ્વર, સંખ્યાએ કહેવાય.

હું તો૦ ૧૫ દશ ક્ષેત્રે મળી ત્રીસ ચોવીશી, વળી વિહરમાન વિદેહીજી, એકસો આઠ ઉત્કૃષ્ટે કાળે, સંપ્રતિ વીસ સનેહી. હું તો૦ ૧૬ ચોવીસ જિનનાં પંચ કલ્યાણક, એકસો વીસ સંભાળીજી; શાશ્વતા ચાર પ્રભુ સરવાળે, સહસ ફૂટ નિરધારી. હું તો૦ ૧૭ ગોમુખ યક્ષ ચક્રેસરી દેવી, તીરથની રખવાળીજી, તે પ્રભુના પદપંકજને સેવે, કહે અમૃત નિહાળી. હું તો૦ ૧૮

## શ્રી સિદ્ધાચલજીનું સ્તવન–૧

આજ આપે ચાલો સહીયાં, સિદ્ધાચલ ગિરિ જઈએ; સિદ્ધાચલ ગિરિ જઈએ બહેની, વિમલાચલ ગિરિ જઈએ રે. આ૦ સુણ બહેની એ ગિરિની મહિમા, આદિજિનંદ ઈમ ભાખી; ભરતાદિક નરપતિને આગલ, ઇંદ્રાદિક સહુ સાખીરે. આ૦ ૧. ઈણગિરિવરીયે કાલ અનંતે સાધુ અનંતા સીધા; જન્મ મરણનાં દુઃખ છોડીને, અચલ અખય સુખ લીધારે. આ૦ ૨ ઈણગિરિ સન્મુખ પગલા ભરતાં, આતમ શુદ્ધ સુહાવે; કોડિ ભવારાં પાતક કીધા, એક પલકમેં જાવે રે. આ૦ ૩ સાસતો તીરથ એ સેત્રુંજો, જોતાં લાગે મીઠો; તીન ભુવનમેં ઇણ ગિરિ તોલે, બીજો કોઈ ન દીઠો રે. આ૦ ૪ નીરંજનશું નેહ ધરીને, આગે ઓલગ કરસ્યાં; અદ્ભુત આદિ જિનેસર નિરખી, પ્રેમ સુધારસ પીસ્યાં રે. આ૦ ૫ પુષ્પ સુગંધા લેઈ પંચરંગા, હાર સુગંધા ગૂંથી, પૈહિરાવી પ્રભુ કંઠે લહિસ્યાં, શિવમારગની સૂથીરે. આ૦ ૬ ગહિર સ્વરે જિનવર ગુણ ગાતાં, જાત્ર નવાણું કરીયે; મનગમતી ભમતી વિચ ભમતાં, ભવસાયર

નિસતરિયેરે આ૦ ૭ પૂરવ નવાણું વાર પ્રથમ જિન, રાયણ-રૂખે આયા, એ તીરથ શુભ ભાવે ફરસી, કરિયે નિરમલ કાયારે. આ૦ ૮ લાભ ઉદે એ ગિરિવર લહિયે, કહે ઈમ કેવલનાણી, શ્રી જિનચંદ સદા હિતવત્સલ, એમ ઘણે ચિત્ત આણીરે. આ૦ ૯ ઈતિ સિદ્ધાચલ સ્તવન સંપૂર્ણમ્

## શ્રી સિદ્ધાચલજીનું સ્તવન-૨

વિમલાચલ ગિરિ ભેટો ભવિયણ ભાવશું, જેહથી ભવોભવ પાતિક દૂર પલાયજો, નિકાચિત બાંધ્યા જે કર્મ જ આકરા, ગિરિ ભેટતા ક્ષણમાં સવિ ક્ષય થાય જો. વિમલા૦ ૧ સાધુ અનંતા ઈણ ગિરિવર સિદ્ધ વર્યા, રામ ભરત ત્રણ કોડિ મુનિ પરિવારજો પાંચસે સાથે, શેલગે શિવપદ લહયું, પાંડવ પાંચે પામ્યા ભવનો પારજો વિમલા૦ ૨ નમિ વિનમિ આદે બહુ વિદ્યાધરા, વળી થાવચ્ચા અઈમુત્તા અણગારજો, શુકરાજા વળી સુખ તે ગિરિપર પામીયા, બાહ્ય અભ્યંતર શત્રુ કીધા છારજો વિમલા૦ ૩ જુગલા ધર્મ નિવારણ ઇણ ગિરિ આવીયા, ઋષભ જિણંદજી પૂર્વ નવાણું વારજો, કાકરે કાકરે સાધુ અનંતા સિદ્ધિયા, માટે નિશદિન સિદ્ધાચલ મન ધારજો વિમલા૦ ૪ ગિરિ પાંગે ચઢતા તન મન ઉલ્લસે, ભવ સંચિત સવિ દુષ્કૃત દૂર પલાયજો, સુરજ કુંડે નાહી નિર્મલ થાઈએ, જિનવર સેવી આતમ પાવન થાયજો વિમલા૦ ૫ જાત્રા નવાણું કરીયે તન મન લગનથી, ધરીયે શીલ સમતા વળી ત્રત પચ્ચક્ખાણ જો, ગણીયે ગરણું દાન સુપાત્રે દીજીયે, દેષ તજી ધરો શત્રુ-મિત્ર સમના

—જો. વિમલા૦ ૬ એ ગિરિ ભેટે ભવ ત્રીજે શિવ સુખ લહે, પાંચમે ભવ તે ભવિયણ મુક્તિ વરાય જો; સૂરિ ધનેશ્વર શુભ ધ્યાને ઈમ ભાખીયું, પાપી અભવિને એ ગિરિ નવિ ફરસાયજો. વિમલા૦ ૭ મૂલનાયક શ્રી આદિજિણંદજી ભેટીયે, રાયણ નીચે પ્રણમો પ્રભુજીના પાયજો; બાવન જિનાલય ચૌમુખ બિંબને વંદિયે, સમેતશિખર અષ્ટાપદ તીરથ ત્યાંય જો. વિમલા૦ ૮ સકલતીરથનો એ ગિરિવર છે રાજિયો, તારણ તીરથ ભવોદધિમાંહિ પોતજો; સેવંતા એ ગિરિવર બહુ ફલ પામીયે, વરીયે શિવપદ કેવલ જ્યોતા જ્યોતજો. વિમલા૦ ૯

## શ્રી સિદ્ધાચલજીનું સ્તવન—૩

સિદ્ધાચલના વાસી—વિમલાચલના વાસી, પ્રભુજી પ્યારા, આદિનાથને વંદન હમારા, પ્રભુજીનું મુખડું મલકે, નયનોમાંથી વરસે અમિધારા. આદિ૦ ૧ પ્રભુજીનું મુખડું મલક મલાકર, દિલમાં ભક્તિની જ્યોત જગાકર; ભજ લે પ્રભુને ભાવે, દુર્ગતિ કદીયે નાવે. જિનજી૦ ૨ લખ ચોરાશી ભમીને હું આવ્યો, પૂન્યે દરિસણ તુમારૂં પાયો; ધન્ય દિન મ્હારો, ભવના ફેરા ટાળો. જિનજી૦ ૩ અમે તો માયાના વિલાસી, તુમે તો મુક્તિપુરીના છો વાસી; કર્મ બંધન કાપો, મોક્ષ સુખ આપો. જિનજી૦ ૪ અરજી-ઉરમાં ધરજો હમારી, અમને આશા છે પ્રભુ તુમારી; કહે હર્ષ હવે, સાચા સ્વામી તુમે, પૂજન કરીએ અમે. જિનજી૦ ૫

## શ્રી સિદ્ધાચલજીનું સ્તવન–૪

પ્યારો લાગે, સારો લાગે, આછો લાગે રાજ, ઋષભ જિણંદ મને પ્યારો લાગે રાજ,પ્યારો લાગે, સારો લાગે, નીકો લાગે રાજ, મરૂદેવીનો જાયો મને પ્યારો લાગે રાજ ૧ નાભિ રાયા કુલચંદ ઋષભ જિણંદ, દીપે દીપે દુનિયામાંહિ જિસ્યો દિણંદ મ૦ ૨ ટાળ્યો ટાળ્યો મિથ્યાત્વ કેરો ઉદ્યોત, જાગી જાગી ભવિજન અંતરંગ જ્યોત. મ૦ ૩ પામ્યો પામ્યો હવે તુજ ચરણોની સેવ, અધિક અધિક પ્રભુ પૂરો મ્હારી આશ મ૦ ૪ ધર્મ ચતુર્વિધ કિયોરે પ્રકાશ, આપો આપો અનુભવ જ્ઞાન ઉલ્લાસ મ૦ ૫ ભમ્યો ભમ્યો હું તો એતા દિવસ અજાણ, સુણી નહિ શુભ ચિત્તે પ્રભુ સુખ વાણ. મ૦ ૬ આપો આપો હવે મુજ જ્ઞાન પ્રકાશ, જ્ઞાનવિમલ પ્રભુ વચન વિલાસ. મ૦ ૭ માગું માગુ મહાનંદ પદ મારા દેવ, સાચે ચિત્તે હોજો સાહિબા ચરણોની સેવ મ૦ ૭

## શ્રી સિદ્ધાચલજીનું સ્તવન–૫

તુમ દરિસણ ભલે પાયો ઋષભ જિન, તુમ દરિસણ ભલે પાયો, નાભિ નરેશ્વર નંદન નિરૂપમ, માતા મરૂદેવી જાયો માતા. ઋ૦ તુમ૦ ૧ આજ અમિરમ જલધર વુઠયો, માનુ ગંગાજલે ન્હાયો, સુરતરૂ સુરમણિ પ્રમુખ અનુપમ, તે સવિ આજ મે પાયો. ઋ૦ તુમ૦ ૨ યુગલા ધર્મ નિવારણ તારણ, જગ જશ મંડપ છાયો, પ્રભુ તુજ શાસન વાસન સમકિત, અંતર વેરી હરાયો ( હઠાયો ) ઋ૦ ૬ પુ મા ૪

તુમ૦ ૩ કુગુરૂ-કુદેવ-કુધર્મની વાસે, મિથ્યા મતમેં ફસાયો; મેં પ્રભુ આજસે નિશ્ચય કીનો, સવિ મિથ્યાત્વ ગમાયો. ઋ૦ તુમ૦ ૪ બેર બેર કરૂં વિનતિ ઈતની, તુમ સેવા રસ પાયો; જ્ઞાનવિમળ પ્રભુ સાહિબ નજરે, સમકિત પૂરણુ સવાયો. ઋ૦ તુમ૦ ૫

## શ્રી અભિનંદન જિન સ્તવન

### રાગ ધન્યાશ્રી -- સિંધુઓ.

(આજ નિહેજોરે દીસે નાહલો-એ દેશી)

અભિનંદન જિન દરિસણુ તરસીએ, દરિસણુ દુર્લભ દેવ; મત મત ભેદે રે જો જઈ પૂછીએ, સહુ થાપે અહમેવ. અ૦ ૧ સામાન્યે કરી દરિસણુ દોહલું, નિર્ણય સકલ વિશેષ; મદમેં ઘેર્યો રે અંધો કિમ કરે, રવિ શશી રૂપ વિલેખ. અ૦ ૨ હેતુ વિવાદે હો ચિત્ત ધરી જોઈએ, અતિ દુર્ગમ નયવાદ; આગમવાદે હો ગુરૂગમકો નહિ, એ સબલો વિખવાદ. અ૦ ૩ ઘાતી ડુંગર આડા અતિ ઘણા, તુજ દરિસણુ જગનાથ; ધિઠાઈ કરી મારગ સંચરૂં, સેંગુ કોઇ ન સાથ. અ. ૪ દરિસણુ દરિસણુ રટતો જો ફરૂં, તો રણુ રોઝ સમાન; જેહને પિપાસા હો અમૃત પાનની, કિમ ભાંજે વિષપાન. અ૦ ૫ તરસ ન આવે હો મરણુ જીવન તણો, સીઝે જો દરિસણુ કાજ; દરિસણુ દુર્લભ સુલભ કૃપાથકી, આનંદઘન મહારાજ. અ૦ ૬

## શ્રી સુમતિનાથ જિન સ્તવન

સુમતિનાથ ગુણશુ મિલીજી, વાધે મુજ મન પ્રીત, તેલ બિંદુ જિમ વિસ્તરેજી, જળમાહિ ભલી રીતિ. સોભાગી જિનશુ લાગ્યો અવિહડ રંગ ૧ સજ્જનશુ જે પ્રીતડીજી, છાની તે ન રખાય, પરિમલ કસ્તુરી તણોજી, મહીમાંહે મહકાય સો૦ ૨ અંગુલીયે નવિ મેરૂ ઢકાયે, છાબડીયે રવિ તેજ, અંજલિમાં જિમ ગંગ ન માયે, મુજ મન તિમ પ્રભુ હેજ સો૦ ૩ હુઓ છિપે નહિ અધર અરૂણ જિમ, ખાતા પાન સુરંગ, પીવત ભર ભર પ્રભુ ગુણ પ્યાલા, તિમ મુજ પ્રેમ અભંગ. સો૦ ૪ ઢાકી ઇક્ષુ પરાળશુ જી, ન રહે લહી વિસ્તાર, વાચક જશ કહે પ્રભુ તણોજી, નિમ મુજ પ્રેમ પ્રકાર. સો૦ ૫

## શ્રી પંચમીનુ સ્તવન ઢાળ-૧

(ઇડર આબા આંબલી રે-એ દેશી)

શ્રી ગુરૂ ચરણ નમી કરીરે, પ્રણમી સરસ્વતી, માય, પંચમી તપ વિધિશુ કરોરે, નિર્મલ જ્ઞાન ઉપાય, ભવિકજન કીજે એ તપ સાર-- જનમ સફલ નિરધાર, ભવિક૦ લહીએ સુખ શ્રીકાર ભ૦ કી૦ - એ આકણી ૧ સમવસરણ દેવે રચ્યુ રે, બેઠા નેમિ જિણંદ, બારે પરખદા આગલે રે, ભાખે શ્રી જિનચંદ. ભ૦ ૨ જ્ઞાન વડો સંસારમાં રે, શિવપુરનો દાતાર, જ્ઞાનરૂપી દીવો કહયો રે, પ્રગટયો તેજ અપાર ભ૦ ૩ જ્ઞાન લોચન જબ નિરખીયેરે, તવ દેખે લોક અલોક, પશુઆ પરે તે માનવીરે, જ્ઞાન વિના સવિ ફોક ભ૦ ૪

જ્ઞાની શ્વાસોશ્વાસમાં રે, કરમ કરે તે નાસ; નારકીના તે જીવને રે, કોડી વરસસું વિલાસ. ભ૦ ૫ આરાધક અધિકો કહ્યોરે, ભગવતી સૂત્ર મઝાર; ક્રિયાવંતને આગલે રે, જ્ઞાન સકલ સિરદાર. ભ૦ ૬ કષ્ટ ક્રિયા તો સહુ કરે રે, તેહથી નહિ કોઇ સિદ્ધ, જ્ઞાન ક્રિયા જબ દો મિલે રે, તબ પામો બહુલી રિદ્ધ. ભ૦ ૭ કુણે આરાધી એહવી રે, કોઇને ફલી તત્કાલ; તેહ ઉપર તમે સાંભલો રે, એહની કથા રસાળ. ભ૦ ૮ જંબુદ્વીપ સોહામણો રે, ભરત ક્ષેત્ર અભિરામ; પદ્મપુર નગરે શોભતો રે, અજિતસેન રાય નામ. ભ૦ ૯ શીલ સોભાગી આગલે રે, યશોમતી રાણી નાર; વરદત્ત બેટો તેહનો રે, મુરખમાં સિરદાર. ભ૦ ૧૦ માત પિતા મન રંગશું રે, મૂકે અધ્યાપક પાસ; પણ તેહને નવિ આવડેરે, વિદ્યા વિનય વિલાસ. ભ૦૧૧ જિમ જિમ યૌવન જાગતો રે, તિમ તિમ તનુ બહુ રોગ; કોઢ થયો વળી તેહને રે, વસમા કરમના ભોગ. ભ૦ ૧૨ આદરીએ આદર કરીરે, સૌભાગ્ય પંચમી સાર; સુખ સઘલાં સહેજે મિલેરે, પામે જ્ઞાન અપાર. ભ૦ ૧૩

દુહા:–તિલકપુર શેઠ વસે તિહાં, સિંહદાસ ગુણવંત; જૈન ધરમ કરતા લહે, કંચન કોડી અનંત. ૧ કપુર તિલકા સુંદરી, ચાલે કુલ આચાર; તેહની કૂખે અવતરી, ગુણ મંજરી વર નાર. ૨ મુંગી થઈ તે બાલિકા, વચન વદે નહિ એક; જિમ જિમ અતિ ઔષધ કરે, તિમ તિમ તનુ બહુ રોગ. ૩ સોલ વરસ તેહને થયાં, પરણે નહિ કુમાર, એહને કોઇ વંછે નહિ, સ્વજનાદિક પરિવાર. ૪

## ઢાળ બીજી

(બન્યારે કુંવરજીનો સેહરો—એ દેશી

એહવે આવી સમોસર્યા, શ્રી વિજયસેન સૂરીંદ રે, સુંદર, જ્ઞાની ગુરૂજીને વાંદવા, પુત્ર સહિત ભૂપ વૃંદરે સુંદર૦ ૧ સદ્ગુરૂ દીએ દેશનારે, સાંભલો ચતુર સુજાણ રે, સુંદર૦ જ્ઞાન ભણો ભવિ ભાવશુ, જિમ લહો કોડિ કલ્યાણ રે સુંદર૦ ૨ સિંહદાસ સુત આપણો, આવી નમ્યો કરજોડી રે, સુંદર૦ વિધિશુ વાંદી દેશના, સાંભલવાના કોડરે સુંદર૦ ૩ જ્ઞાન આશાતના જે કરે, તે લહે દુ ખ અનેકરે, સુંદર૦ વાચા પણ નવિ ઉપજે, બાલ પરે વિવેક રે સું૦ સ૦ ૪ ઈહ ભવ પરભવ દુ ખ લહે, દુષ્ટ કુષ્ટાદિક રોગ રે, સુંદર૦ પરભવ પુત્ર જ સપજે, કલત્રાદિક વિયોગરે૦ સુ૦ સ૦ ૫ સિંહદાસ પૂછે હવે, નિજ બેટીની વાત રે, સુંદર૦ શે કરમે રોગ ઉપનો, તે કહો સકલ અવદાત રે સુ૦ સ૦ ૬ ગુરૂ કહે શેઠજી સાંભલો, પૂરવ ભવ વિરતંતરે, સુંદર૦ ધાતકીખંડ મધ્ય ભરતમાં, ખેટક નગર નિરખંત રે. સુ૦ સ૦ ૭ જિનદેવ વણિક વસે તિહાં, સુંદરી નામે નાર રે, સુંદર૦ પાંચ બેટા ગુણ આગલા, ચાર સુતા મનોહાર રે સુ૦ સ૦ ૮ એક દિન ભણવા મુકીયા, હોશ ધરી મન માહિ રે, સુંદર૦ ચપલાઈ કરે ચોગુણી, ન ભણે હરખે ઉચ્છાહિરે સુ૦ સ૦ ૯ શીખામણ પંડયો દીએ, આવી રૂવે માતા પાસ રે, સુંદર૦ કોપ કરી વલતું કહે, બેઠા રહો ઘર વાસ રે. સુ૦ સ૦ ૧૦ ચૂલામાંહિ નાખીયા, પુસ્તક

પાટી સોયરે. સુંદર૦ રીસે ધમધમતી કહે, આખર મરશે સહુ કોયરે. સું૦ સ૦ ૧૧ કંથ કહે નારી પ્રત્યે, કોણ દીએ કન્યાદાન રે; સુંદર૦ મુરખ ગુણ ગ્રહે નહિ, ન લહે આદર માનરે સું૦ સ૦ ૧૨ બિહુ જણ માંહિ બોલતા, ક્રોધ વસ્યો વિકરાલ રે; સુંદર૦ જિન દેવે માર્યું મૂશલું, મરણ પામી તતકાલરે સું૦ સ૦ ૧૩ તેહ મરી ગુણમંજરી, અવતરી તાહરે ગેહરે; સુંદર૦ જાતિ સ્મરણ ઉપન્યું, પ્રગટી પુન્યની વેલરે. સુંદર૦ સ૦ ૧૪ સાચું સાચું સહુ કહે, જ્ઞાન ભણો ગુણખાણરે; સુંદર૦ તપનો જો ઉદ્યમ કરો, તો લહો કેવલનાણ રે, સંદર૦ સ૦ ૧૫

## શ્રી પંચમીકા બડા સ્તવન

પ્રણમું શ્રીગુરુપાય નિર્મલ જ્ઞાન ઉપાય પંચમી તપ ભણું એ, જન્મ સફલ ગિણું એ ॥ ૧ ॥ ચઉવીસમો જિનચન્દ, કેવલજ્ઞાન દિણંદ । ત્રિગડે ગહગહ્યો એ, ભવિયણને કહ્યો એ ॥ ૨ ॥ જ્ઞાન વડૂં સંસાર, જ્ઞાન–મુગતિ–દાતાર । જ્ઞાન દીવો કહ્યો એ, સાચો સદહ્યો એ ॥ ૩ ॥ જ્ઞાન લોચન સુવિલાસ, લોકાલોક પ્રકાશ; જ્ઞાન વિના પશુ એ, નર જાણે કિસ્યું એ ॥ ૪ ॥ અધિક આરાધક જાણ, ભગવતીસૂત્ર પ્રમાણ । જ્ઞાન સર્વતુ એ, કિરિયા દેશતુ એ ॥ ૫ ॥ જ્ઞાની શ્વાસોશ્વાસ, કરમ કરે જે નાસ; નારકીને સહી એ, કોડ વરસ કહી એ ॥ ૬ ॥ જ્ઞાન તણો અધિકાર, બોલ્યા સૂત્ર મઝાર; કિરિયા છે સહી એ, પણ પાછે કહી એ ॥ ૭ ॥ કિરિયા સહિત જો જ્ઞાન, હુવે તો અતિ પરધાન; સોનાને

સૂરો એ, શંખ દૂધે ભર્યો એ ॥ ૮ ॥ મહાનિશીથ મઝાર, પંચમી અક્ષર સાર । ભગવત ભાખિયો એ, ગણધર સાખિયો એ ॥ ૯ ॥

## ઢાલ ૨–કાલહરાકી દેશી ।

પચમી તપવિધિ સાંભળો, જિમ પામો ભવ પારોરે । શ્રી અરિહત ઈમ ઉપદિશે, ભવિયણને હિતકારો રે ॥ ૫૦ ॥ ૧ ॥ મિગસર માહ ફાગુણ ભલા, જેઠ આષાઢ વૈશાખો રે । ઈણ ષટ્ માસે લીજિયે, શુભ દિન સદ્ગુરુ શાખો રે૦ ૫૦ ॥૨॥ દેવ જૂહારી દેહરે,ગીતારથ ગુરુ વંદીરે ॥ પોથી પૂજો જ્ઞાનની, સગત્તિં હુવે તો નદિરે ॥ ૫ ૦ ॥ ૩ ॥ એકર જોડી ભાવસુ, ગુરુમુખ કરો ઉપવાસો રે । પચમી પડિક્કમણો કરી, પઢો પડિત ગુરુ પાસો રે ॥ ૪ ॥ જિણ દિન પંચમી તપ કરો, તિણ દિન આરભ ટાલો રે । પચમીસ્તવન થુઈ કહો, બ્રહ્મચારિજ પિણ પાલો રે ॥ ૫ ॥ પાંચ માસ લઘુ પંચમી, જાવજીવ ઉત્કૃષ્ટી રે । પાચ વરસ પાંચ માસની, પચમી કરો શુભ દષ્ટિ રે ॥ પં૦ ॥ ૬ ઇતિ ॥

## ઢાલ ૩–ઉલ્લાલેકી દેશી

હવે ભવિયણ રે પચમી ઉજમણો સુણો, ઘર સારુ રે વારુ ધન ખખો ઘણો । એ અવસર રે આવતા વલિ દોહિલો, પુણ્ય જોગે રે ધન પામતાં સોહિલો ।। (ઉલ્લાલો) સોહિલો વલિય ધન પામતા વિણુ ધર્મકાજ કિહાં વલી,

પંચમી દિન ગુરુ પાસ આવી કીજિયે કાઉસ્સગ્ગ રલી । ત્રણુ જ્ઞાન દરિસણુ ચરણુ ટીકી દેઈ પુસ્તક પૂજિયે, થાપના પહિલી પૂજા કેસર સુગુરુ સેવા કીજિયે ॥ ૧ ॥ (ઢાલ)— સિદ્ધાંતની રે પાંચ પરત વીટાંગણાં, પાંચ પૂઠારે મુખમલ સૂત્ર પ્રમુખ તણાં । પાંચ ડોરારે લેખન પાંચ મજીસણા, વાસકુંપારે કાંબી વારુ વતરણા ॥ (ઉલ્લાલો) —વતરણા વારુ બલિ ય કમલી પાંચ ઝિલમિલ અતિભલી, સ્થાપના-ચારિજ પાંચ ઠવણી મુહપત્તી પડપાટલી । પટસૂત્ર પાટી પંચ કોથલી પંચ નવકાર–વાલિયાં, ઈણ પરે શ્રાવક કરે પંચમી ઊજમણું ઉજવાલિયાં ॥ ૨ ॥ (ઢાલ)–વલિ દેહરે રે સ્નાત્ર મહોત્સવ કિજિયે, ઘર સારુરે દાન વલિ તિહાં દીજિએ । પ્રતિમાજીને રે આગલ ઢોવણું ઢોઈએ, પૂજાનાં રે જે જે ઉપગરણ જોઇયે ॥ (ઉલ્લાલો) જોઈયે ઉપગરણ દેવપૂજા કાજ કલશ ભૃંગાર એ, આરતિ મંગલ થાલ દીવો ધૂપધાણું સાર એ । ઘનસાર કેશર અગર સુખડ અંગલું-હણો દીસએ; પંચ પંચ સઘલી વસ્તુ ઢોવો, સગતિસું પચવીશ એ ॥ ૩ ॥ (ઢાલ) –પંચમીતારે સાહમ્મી સર્વ જિમાડિયે, રાત્રિજાગે રે ગીતરસાલ ગવાડિયે, ઇણ કરણી રે કરતાં જ્ઞાન આરાધિયે, જ્ઞાન દરિસણ રે ઉત્તમ મારગ સાધિયે ॥ (ઉલ્લાલો) –સાધિયે મારગ એહ કરણી જ્ઞાન લહિયે નિરમલો, સુરલોક ને નરલોકમાંહે જ્ઞાનવંત તે આગલો । અનુક્રમે કેવલજ્ઞાન પામી શાશ્વતા સુખ જે લહે, જે કરે પંચમી તપ અખંડિત વીર જિણવર ઇમ કહે ॥૪॥ (કલશ) –એમ પંચમી તપ ફલ પ્રરુપક વર્દ્ધમાન જિણે-

સરો, મૈ શુણ્યો શ્રી અરિહંત ભગવંત અતુલ બલ અલ-
વેસરો, જયવંત શ્રીજિનચંદ્ર સૂરિજ સકલચંદ્ર નમંસિયો।
વાચનાચારિજ સમયસુન્દર ભગતિભાવ પ્રશંસિયો ।।૫।। ઈતિ ।।

## અષ્ટમીકા વૃદ્ધ સ્તવન

।। દુહા ।। વર્દ્ધમાન જીનવર નમું, સમરિ શારદમાય, અષ્ટમી તપ વિધિ વરણવુ, આગમ ચુત સંપ્રદાય ।। ૧ ।। આઠમતિથી આરાધવા, ભાખે ત્રિજગભાણ ।। વિધિસેતિ તપ કીજીએ । પામે ઉત્તમ નાણ ।।૨।।

### ઢાળ પહલી

(સંભવ જીનવર વિનતિ એ દેશી)

આઠમ તપ આરાધિએ, અષ્ટમી ગતિ દાતારો રે, પ્રવચન માતા આઠને, પાલો નિસદિન સારો રે ।। આઠમ૦ ।।૧।। અષ્ટસિદ્ધિકારક સદા, આઠમ તપ ઉજમંતા રે, સામાયિક પોસહ કરી, પર્વતિથિ સેવતા રે આ૦ ।। ૨ ।। પર્વ–તિથિમાં બંધાય છે, પ્રાયે પરભવ આચુ રે, તિણ કારણ તિથી તપ કરો, આગમમાંહિ ગવાચુ રે ।। આ૦ ।। ૩ ।। બૃહદાવશ્યકવૃત્તિમા, હરિભદ્રસૂરિ બોલે રે, તિમ ચૂર્ણિં લઘુ–વૃત્તિમાં, યોગ શાસ્ત્રમેં ખોલે રે ।। આ૦ ૪ ।। નવપદ પ્રકરણ વૃત્તિમા, દિન કૃત્ય દેવેન્દ્રસૂરિ રે, વિધિપ્રપા પંચાશક વલિ, ઇમ અધિકાર છે ભૂરિ રે ।। આ૦ ૫ ।। સામાયિક પહિલા કહ્યો, પાછલ ઇરિયાનો પાઠ રે. જાણે પણ માને નહિં, એહ કર્મનો ઠાઠ રે ।। આ૦ ૬ વિધિથી સામાયિક કરો, જીમ

પામો ભવપારો રે; અવિધિથી કિરિયા કરી, નહિ છુટે ભવનો. લારો રે ॥ આ૦ ॥ ૭ ॥ ઢાલ દુસરી ॥ યતની ॥ પરવતિથિયે પોષધ કરિયે, શુદ્ધ આગમને અનુસરીએ; વલિ આઠ કર્મને હરિયે સલુણા ભાવ ભલે આરાધો. એ તો આરાધિ શિવસુખ સાધો સલૂણા આઠમ તિથી આરાધો ॥૧॥ આઠમ. દોય ચઉદસ કહીએ, અમાવસ પૂનિમ લહિયે; એહ છ તિથી ચારિત્ર વહિયે ॥સ૦ ભા૦ ॥૨॥ વલી કલ્યાણક તિથી જાણો, પજુસણ મનમાં આણો; ઈત્યાદિક પર્વ પિછાણો ॥ સ૦ ॥ ભા૦ ॥ ૩ ॥ બીજે અંગે પાંચમે અંગે, ઉપાસક દશા સુખ સંગે; આવશ્યક ટીકા ઉમંગે ॥સ૦ ભા૦ ॥૪॥ ઈત્યાદિક આગમ સાખે, પર્વ તિથિયે પૌષધ ભાખે, વિધિયુક્ત કરતાં ફલ ચાખે ॥ સ૦ ભા૦ ॥૫॥ જે નિત્ય પોષધને તાણે, આગમ વિધિ તે નવિ જાણે; હરિભદ્રવચન પરમાણે ॥સ૦ ભા૦ ॥ ૬ ॥

## અષ્ટમીનું સ્તવન (બે ઢાળીયું) ઢાલ–૧

(આવો આવો જશોદાના કંત અમ ઘેરે આવો રે–એ દેશી)

શ્રી રાજગૃહી નયરી ઉદ્યાને, અતિશય છાજે રે; વિચરંતા વીર જિણંદ, આવી બીરાજે રે, તીહાં ચોત્રીસ ને પાંત્રીસ, વાણી ગુણ ગાજે રે, પધાર્યા શ્રેણીકરાય, વંદન કાજે રે. ॥૧॥ તિહાં ચોસઠ સુરપતિ આવી, ત્રિગડો બનાવે રે, તિહાં બેસીને ઉપદેશ, પ્રભુજી સુણાવે રે; તિહાં સુર નર નારી તિર્યંચ, નિજ નિજ ભાષા રે; ભેદ સમજી ને ભવિ જીવ, લહે સુખ વાસા રે. ॥૨॥ તવ ઈંદ્રભુતિ મહારાજ, કહે પ્રભુ વીરને રે, કહો અષ્ટમીનો મહિમા, પ્રભુજી

અમને રે, તત્ર ભાખે વીર જિણુંદ, સુણો ભવિ પ્રાણી રે, અષ્ટમી દિન જિનનાં કલ્યાણક ધારો ચિત્ત આણી રે. ॥ ૩ ॥ ઢાળ બીજી ॥ એ તો સકલ તીર્થનો રાય રે, મોહોટો ગિરિવર કહેવાય રે, એની જાત્રા પુણ્યે થાય, મનોહર મિત્ર એ ગિરિ સેવો રે,–એ દેશી પહેલું ઋષભનું જન્મ કલ્યાણ રે, ચારિત્ર લહે શુભ વાન રે, ત્રીજા સંભવનું નિર્વાણ, ભવી તુમે અષ્ટમી તિથિ સેવો રે, એ છે શિવવધૂ મલવાનો મેળો ભવિ૦ ॥ ૧ ॥ અજિત સુમતિ જિન જન્મ્યા રે, જિન સાતમા શિવ વિશરામ્યા રે, અભિનંદન શિવપથ પામ્યા ભવિ૦ ॥ ૨ ॥ વીશમા મુનિસુવ્રત સ્વામી રે, તેનું જન્મ કલ્યાણ મોક્ષ ધામી રે, એકવીસમા શિવ વિશરામી૦ ભવિ૦ ॥ ૩ ॥ શ્રી પાર્શ્વજિન મોક્ષ મહંતા રે, ઇત્યાદિક જિન ગુણવંતા રે, કલ્યાણક મોક્ષ કહંતા. ભવિ૦ ॥૪॥ તેથી અડકર્મ દુર પલાય રે, એથી અડસિદ્ધિ અડબુદ્ધિ થાય રે, તેણે કારણ શિવ ચિત્ત લાય. ભવિ૦ ॥ ૫ ॥ એવી વીર જિણંદની વાણી રે, સુણી સમજ્યા કેઈ ભવિ પ્રાણી રે, ઈત્યાદિ જિનગુણ ખાણી ભવિ૦ ॥૬॥ શ્રી ઉદય સાગર ગુરુ રાયા રે, તસ શિષ્ય વિવેકે ધ્યાયા રે, શ્રી ન્યાયસાગર ગુણ ગાયા ભવિ૦ ॥ ૭ ॥

## શ્રી નેમિનાથ પ્રભુની ઢાલો

(ગુરૂ મહારા શહેરમા પધારીયા રે–એ રાગ)

સરસતી ચરણ નમી કરી રે, શ્રી શંખેસર રાય રે, વાલો મારો નેમી જીણંદને ગાઇશું રે, અરિહંત ગુણ

સંભારતા રે, ભવો નવ ગાનિક જાણ રે. વાલો એ તો આવીશમો જિન રાય રે વાલો૦ ૧ મિત્ર સંગને પ્રભુ આવીયા રે, આયુધ શાળામાંહિ રે; વાલો લીલાએ શંખ વજાડીયો રે, નેમિસર ઉચ્છાહ રે. વાલો૦ ૨ શંખ શબ્દને સાંભળી રે, ચિંતે દામોદર વીર રે, વાલો, કૃષ્ણ મુજ વયરી ઉપન્યો રે; ધ્યાવે હરિ દીલગીર રે. વાલો. ૩ આયુધશાળાએ આવીયા રે, દીઠા નેમી કુમાર રે, વાલો, બળની પરીક્ષા તેણે કરી રે, હરી દુઃખ ભર્યો અપાર રે. વાલો૦ ૪ અંબરે સુર બોલ્યા હરી રે, ન કરે ફીકર લગાર રે, વાલો, પ્રભુ પરણ્યા નેમિ થસે રે, શિવ સુંદરી ભરતાર રે. વાલો૦ ૫ એમ સુરવાણી સાંભરી રે, હરખે મોરારી ત્યાંહ રે, વાલો, તો પણ સંશય ટાળવા રે, આવે અંતેઉરમાંહે રે. વાલો૦ ૬ વિવાહ મનાવો નેમને રે, કહે ગોપીને શ્યામ રે, વાલો, રુષભવિજય કહે આગલે રે, રચના રસ અભિરામ રે, વાલો૦ ૭॥

ઢાળ ૨ (રાયાનુ ને સહુકાર વાલા—એ રાગ)

સોલે શણગાર સજી રે સાહેલી, ગોપી બત્રીસ હજાર વાલા, નેમજીનેસર સાથે લેઇ, આવે સરોવર તીર વાલા. સોલ૦ ૧ પ્રભુને સોનાને સિંહાસન થાપી, ગોપી ચિંતે મનમાંહી વાલા; જળથી પ્રભુ અકળાશે જ્યારે, માનશે ત્યારે વિવાહ વાલા. સોલ૦ ૨ તતક્ષણ આકાશે થઇ વાણી, સાંભળજો હરીનાર વાલા; એક હજાર ને આઠે કલશે, નવરાવ્યા એક ધાર વાલા. સોલ૦ ૩ હરખ ધરી જળ કેળ કરે, પ્રભુને છાંટે નીર વાલા; કુલહઠા કેઇ હૃદયે મારે, માનની મદ રસપૂર. વાલા. સોલ૦ ૪ કામ કટાક્ષે કેઈક

ઘેરે, લાલ શીવાનો નંદ વાલા, કેશર ગોવન ભરી પીચકારી, આરતિ નયણાનંદ વાલા સોલ૦ ૫ જલક્રીડા કરીને નીસરીયા, ટોળે મિલી સહુ નાર વાલા, રૂષભ કહે પહેલી પટરાણી, બોલે વચણ રસાલ વાલા સોલ૦ ૬ ॥ ઢાળ ૩ ॥ (સુંદર બાઇ ચાલ્યા સાસરીએ–એ રાગ) કહે રૂખમણી હરી ઠકુરાણી, જો કે નેમની દીલની જાણી જો, કાયર છે નેમ નગીના, જો કે નારી ખરચે બીહુના જો, પ્રભુ જાદવ કુળના રાયા, જો કે લાલ શીવાના જાયા જો ૧ નેઉર ને કાળી વહાલી, જો કે ચુંદડી માગે વાલી જો, વલી માગે વસ્તુ પ્યારી જો કે, ખરચની ચિંતા ભારી જો ૨ તુજ બાંધવ જે ગીરધારી જો કે, તેને છન્નુ હજારી જો, રૂપે શું રંભા હારી જો કે, કામ તણી અવતારી જો. ૩ હું હરીની જાઉં બલહારી જો કે, સરખી પાલે નારી જો,તે સહુના ખરચ ચલાવે જો કે, એક થકી શું જાવે જો ૪ પણ પરણ્યો નારી હરખે જો કે, બાંધવ પુરૂં કરશે જો, બહુ બળીયા નામ ધરાવો જો કે, બલને આપ લજાવો જો ૫ તું કાંઇ દીયરીઆ જાણે જો કે, સાસરે નારી ટાણે જો, એમ સખીઓ મલી સમજાવે જો કે, રૂષભ કવીશ્વર ગાવે જો ૬ ઢાળ ૪ (મન મંદિરે આવો રે—એ રાગ) સત્યભામા ભાખે રે કે માનીએ વાતલડી, દીયર એક પરણ્યો રે કે માનની પાતલડી ૧ કુણ નારી ના વરીયા રે કે સાભળ સાંમળીયા, સઘળા અમતાને રે કે, સગલા વશ પડીયા ૨ જેણે સૃષ્ટિ નીપાઈ રે કે આદીશ્વર રાયા, તે પણ પરણ્યા છે રે કે લાલ શીવના જાયા ૩ પછી સંજમ લીનો રે કે, જઇ સિદ્ધમા

વસીયા, તું કોણ નવો જાગ્યો રે કે, સિદ્ધ તણો રસીયો. ૪ કુણ કુણ હળવાને રે કે જળ ભરવા જાશે, હીયર મત રહેજો રે કે, ભોજાઈના વિશ્વાસે. ૫ પરણ્યા વિણ કહો કુણ રે, કે, પોતાની પાવે, નિજ નારી વિના કુણ રે સર્વાંગે નવરાવે. ૬ અલબેલા સાહેબ રે કે, શું રહ્યા હઠ તાણી, એક પક્ષણી પરણો રે કે, રૂપભ તણી વાણી. ૭

## નેમ રાજુલ સ્તવન (ઢાલ ૧)

તોરણથી વર પાછો જાય રે રાજુલ બ્હેની, તોરણથી૦ ।
માંડવાથી જાન પાછી જાય રે રાજુલ બ્હેની, માંડવાથી૦ ॥ટેક॥
ઘણું એ મનાવ્યું તોયે માને જરી ના, કેટ કેટલું કીધું કાને ધરે ના. લાખ ર કીધા ઉપાય રે. રાજુલ બ્હેની૦ તો૦ ॥૧॥
નારીની પ્રીત એણે નહીં રે પીછાની, સ્નેહની વાતો નહીં સમઝાણી, લાખેણી પલ બીતી જાય રે રાજુલ બ્હેની૦ તો૦ ॥ ૨ ॥ જવું હતું તો આવ્યા શીદને, પ્રેમના અંકુર વાવ્યાતા શીદને, કોમલ કલી કરમાય રે રાજુલ બ્હેની ॥૩॥
પશુના પોકારે એનું કાળજું કોરાયું, નારીનું અંતર નહીં ઓલખાયું, એવો અન્યાય કેમ થાય રે રાજુલ બ્હેની તો૦॥૪॥
લગ્ન તણી એણે વરમાલા તોડી, કોઠ ભરી કન્યા તરછોડી, માંડવામાં દીવડા બુઝાય રે રાજુલ બ્હેની૦ તો૦ ॥ ૫ ॥
(ઢાલ ૨) તોરણથી વર ભલે જાય રે સાહેલી, મારે તોરણથી. માંડવેથી જાન ભલે જાય રે, સાહેલી૦ તોરણ૦ ॥૧॥ દેશો નહીં એને દોષ લગી રે, રાખશો ના કંઈ રોષ લગી રે, લેખ લખિયા ન ભુલાય રે સાહેલી૦ તો૦ ॥ ૨ ॥ સંસારની

એને ન્હોતી રે માયા, અણુગમતુ તોયે આવીતી કાયા, પ્રીત પરાણે ન થાય રે સાહેલી૦ તે૦ ॥ ૩ ॥ માનવી આ એ તો મોટો રે મનમાં, પાડે નહી કદી ભેદ જીવનમાં, દિલમાં દયા ઉભરાય રે સાહેલી૦ તે૦ ॥૪॥ આવીને કામ કર્યું ઉપગારી, પશુની સંગાતે એણે મુજને ઉગારી, તમથી નહી સમજાય રે સાહેલી૦ તે૦ ॥૫॥ તનડાનુ સગપણ ભલે દીધુ તોડી, આત્મની પ્રીતિ એણે આત્મથી જોડી, જ્યોતિમા જ્યોતિ પ્રગટાય રે સાહેલી૦ ॥ તે૦ ॥ ૬ ॥ જાઓ ભલે મારા ભવો ભવના સ્વામી, તમ પગલે નવુ જીવન પામી, અંતરમાં અજવાળુ થાય રે સાહેલી૦ તે૦ ॥ ૭ ॥

## મૌન એકાદશીનું સ્તવન

ઢાલ પહેલી ( વૈરાગી થયો–એ દેશી ) પ્રણુમી પૂછે વીરને રે, શ્રી ગોયમ ગણુરાય, મૃગશિર સુદિ એકાદશી રે, તપથી શુ ફલ થાય રે, જિનવર ઉપદિશે, તિહા સાભલે સહુ સમુદાય રે. જિન૦ ૧ વીર કહે ગોયમ સુણો રે, હરિ-આગલ કહ્યો નેમ, તેમ તુમ આગળ હુ કહુ રે, સાંભલો મન ધરી પ્રેમ રે, જિન૦ ૨ દ્વારીકા નયરી સમોસર્યા રે, એક દિન નેમિ જિણુંદ, કૃષ્ણુ આવ્યા તિહાં વાંદવા રે, પૂછે પ્રશ્ન નરિંદરે. જિ૦ ૩ વર્ષ દિવસનાં દિન મિલી રે, તિન સો સાઠ કહંત, તેહમા દિન કુણુ એહવોરે, તપથી બહુ ફલ હુંતરે જિ૦૪ મૃગશિર સુદિ એકાદશી રે, વર્ણવી શ્રી જગનાથ, દોઢસો કલ્યાણુક થયાં રે, જિનના એકણુ સાથરે, જિ૦ ૫ શ્રી અરજિન દીક્ષા ગ્રહી રે, નમિને કેવલ નાણુ, જન્મ દીક્ષા

કેવલ લહ્યારે, શ્રી મલ્લિ જગભાણુ રે. જિ૦ ૬ વર્તમાન ચોવિશીનારે, ભરતે પંચ કલ્યાણ; એ પાંચ ભરતે થઈ રે, પંચાધિક વીશ જાણુ રે. જિ૦ ૭ પાંચે ઐરવતે મિલિ રે, કલ્યાણુક પંચ પંચ; દશ ક્ષેત્ર સહુ એ મિલી રે, પચાસ કલ્યાણક સંચરે. જિ૦ ૮ અતીત અનાગત કાળનાં રે, વર્તમાનના વલી જેહ; દોઢસો કલ્યાણક કહ્યાં રે, ઉત્તમ ઈણુ દિણુ એહ રે. જિ૦ ૯ જે એકાદશી તપ કરે રે, વિધિ પૂર્વક ગુણુ ગેહ; દોઢસો ઉપવાસો તણો રે, ફલ લહે ભવિ પણુ તેહ રે. જિ૦ ૧૦ ઢાળ બીજી. (ઘોડી તો આવી તારા દેશમાં મારૂજી-એ દેશી.) હવે એકાદશી તપ તણો માધવજી, વિધિ કહું નિર્મલ; બુદ્ધિ હો ગુણરાગી નરેશ્વર, સાંભળો જાદવજી, દેવ જુહારો દેહરે; મા૦ ગુરૂ વંદો ભાવ વિશુદ્ધિ હો; ગુ૦ ૧ અહોરત્તો પોસહ કરી, મા૦ ગુરૂ મુખે કરો પચ્ચખ્ખાણુ હો; ગુ૦ દેવ વંદો ત્રણ ટંકના, મા૦ સાંભળો સદ્‌ગુરૂ વાણી હો. ગુ૦ ૨ દોઢસો કલ્યાણુક તણો, મા૦ ગુણણો ગુણો એક મને હો; ગુ૦ ભણુણ ગુણુણ કિરીયા વિના, મા૦ નવિ બોલે અન્ય વચન હો. ગુ૦ ૩ મૌન ગ્રહો નિશિ દિવસનો, મા૦ રાખો શુભ પરિણામ હો, ગુ૦ મૌન એકાદશી તે ભણી, મા૦ નિરૂપમ એવું નામ હો૦ ગુ૦ ૪ પ્રથમ દિને એકાસણું, મા૦ પારણે એહિજ રીત હો૦ ગુ૦ બાર વર્ષ તપ ઇમ કરે, મા૦ શુદ્ધ ધર્મશું પ્રીત હો૦ ગુ૦ ૫ અંગ અગ્યારે તે ભણે, મા૦ પંડિમા તપ અગ્યાર હો૦ ગુ૦ પ્રતિમાસે ઉપવાસનો મા૦ તપ કરે નિરૂપમ વાર હો૦ ગુ૦

૬ સુવ્રત શેઠ તણી પરે, મા૦ મન રાખે સ્થિરતા જોગ હો૦ ગુ૦ તો એકાદશી દશમે, ભવે, મા૦ લહે શિવવધૂ સંજોગ હો. ગુ૦ ૭

## શ્રી વાસુપૂજ્ય સ્વામીનું સ્તવન

લાજ રાખો પ્રભુ મારી, દયાળુ દેવા, લાજ રાખો પ્રભુ મારી, બહુ ભવ ભટકી શરણે આવ્યો, શ્રી વાસુપૂજ્ય તમારી. દયાળુ૦ ૧ કાળ અનંતો નરક નિગોદે, ખમિયો બહુ દુઃખભારી૦ દયાળુ૦ ૨ પરમાધામી દેવ મુજને, ત્રાસ પમાડ્યો અપારી. દયાળુ૦ ૩ તિરીયગતિ પણ મહા પાપકારી, વધ બંધન કરનારી દયાળુ૦ ૪ સુરનર ગતિમાં કામે વિટં-બ્યો, કર્મે કરી કીકીયારી દયાળુ૦ ૫ એક ગતિમાં શાતા ન પામ્યો, શી કહુ કથની હું મારી૦ દયાળુ૦ ૬ તારકતા તુજ સાંભળી આજે, આવ્યો છુ આશાધારી૦ દયાળુ૦ ૭ મોહ પિંજરથી છોડાવો મુજને, આપનો હું છુ આભારી૦ દયાળુ૦ ૮ દિનદશામા બાકી ન રાખી, બની ગયો છુ લાચારી. દયાળુ૦ ૯ નિર્યામક થઇ ભવસાગરથી, લેજો મુજને ઉગારી. દયાળુ૦ ૧૦ શુદ્ધ બુધ મારી ગઈ છે ચાલી, હિંમત ગયો છું હુ હારી૦ દ૦ ૧૧ દયાના સિંધુ કરૂણા કરીને, સેવકને લેજો તારી દયાળુ૦ ૧૨ સૂરિ નીતિના બળ, ઉદયને મેળ-વજો શિવ નારી, દયાળુ૦ ૧૩

## રોહિણીતપ સ્તવન

॥ઢાળ પહેલી॥ વર્ધમાન જીનવર નમી, સુયદેવી સુપસાય, રોહિણી તપ વિધિ વર્ણવું, શાસ્ત્રથકી ચિત્તલાય૦ ॥૧॥

કલ્યાણક. ઓલી મલી, પંચમ્યાદિ તપ જાણુ; ઇમ બહુવિધ તપ વર્ણ્વ્યો, તિમ રોહિણી મન આણુ ॥૨॥ હાંરે મારા ઠામધર્મના સાઢા પચવીસદેશજો ॥ એ દેશી ॥ હાંરે હમારે જંબૂદ્વીપમાં ભરતદેશ મનુહારજો, અંગદેશનગીનો સોહે અતિ ભલોરે લોલ ॥ હાં૦ ॥ ચંપા નામે સુંદર નવલી નયરી જો, વાસુપૂજય નન્દન જગવન્દન નૃપતિલોરે લોલ ॥ ૩ ॥ હાં૦ ॥ મઘવારાજા જગતદિવાજા તત્થ જો, કમલા રાણી સીયલ સુહાણી રાયને રે લો ॥ હાં૦ સુખ ભોગવતાં પુન્ય તણે પરભાવજો, આઠ પુત્ર થયા રાણી મનમાં ભાયનેરે લો૦ ॥૪ ॥ હાં૦ ॥ તેઉને ઉપર રોહિણી નામે પુત્રીજો, માત-પિતાને વાહલી ઘણી તે ઉપની રે લો૦ ॥ હાં ॥ ચંદ્રક-લા જિમ પુત્રી વધે સુહેણુ જો, પાંચ ધાય કરિ પાલતાં યોવન વય નીપનીરે લો૦ ॥ ૫ ॥ હાં૦ ॥ સુરકુંવરી સમ દેખી રાજા પુત્રીજો, વરચિન્તામન પેઠી રાયને તિણુસમે'રે લો૦ ॥ હાં૦ ॥ સ્વયમ્બરા મંડપ માંડયો પુહવી નાથ જો, દેશદેશના ભૂપતિ તેડયા સુખ સમેરે લોલ ॥ ૬ ॥ હાં. વીત્તસોક રાજાનો નન્દન નામ જો, સોભાગી ગુણરાગી કન્યાયે વર્યોરે લો. હાં૦ પૂરવભવના પુન્યથી થયો વિવાહ જો, બહુલી સમ્પદા પામી કુંવર કારજ સર્યોરે લો૦ ॥ ૭ ॥ હાં૦ ॥ રંગરલી થઈ સહુ પહોતા નિજ ઠામ જો, ચિત્રસેનને રાજય દેઈ સંજમ લીયો રે લો. ॥ હાં૦ ॥ બીત સોકનો નન્દન પામી રાજય જો, રોહિણી રાણી સાથે સુખ સમ્પદપીયોરે લો૦ ॥ ૮ ॥ હાં૦ રોહિણીરાણીને આઠપુત્ર ચાર પુત્રી જો, પૂરવ ભવના સમ્બ-ન્ધથી આવી અવતર્યા રે લોલ૦ ॥ હાં૦ ॥ આઠમા પુત્રનો

નામ દિયો લોકપાલજો, ખોલેમાં લઇ રાયરાણી ગોખે વર્યા રે લો૦ ॥ ૯ ॥ હા૦ ક્રીડા કરે દમ્પતિ નાના પ્રકાર જો, તિણ સમે એક નારી ને દીઠી રોવતી રે લો૦ હાં. દીન થઈ સિર પીટે નાના વિલાપજો, દેખીને અચરજ પામી રોહિણી સતી રે લો૦ ॥ ૧૦ ॥ હાં૦ રાજાને કહે રાણી નાટક જોરજો, એહવો તો મૈ કદિય ન દીઠે નાથજી રે લો૦, હા કહોની મુઝને નાટકનો સ્વામી નામ જો, જિન કૃપાચન્દ્રસૂરિ એહને સુકૃત સાથજી રે લો૦ ॥ ૧૧ ॥ ઢાલ દુસરી ॥ દેશી યતની-તવ રાજા કહે સુણ રાણી મદમાંહી ઘણી ભરાણી, એ પુત્રમરે ગભરાણી, રોવે બે નેત્ર ભરાણી, સલૂણી બોલ વિચારી બોલો, એ તો સહુ જગને સમતોલો, સલૂણી બો૦ ॥૧૨॥ જબ વીતે તબ જો કીજૈ, ઈમ કહીને રાજા ખીજે, ખોલેથી હાથમા લીજે, લેઈ કુવરને નીચો નાખીજે સલુણી બો૦ ॥ ૧૩ ॥ તબ રોહિણી હસતી બોલે, બાલક કિમ નીચે ડોલે, રાજા મનમા દુ ખ ચોલે, રોવે અતિ ચિન્તા બોલે ॥ સલૂણી બો૦ ॥ ૧૪ ॥ પડતો સુત સાસણદેવે, સુકોમલ હાથે લેવે, સિહાસન ઉપર સેવે, નાટક કરિ લુંછના લેવે, સલૂણી બો ॥ ૧૫ ॥ એ અચરિજ સહુજન નિરખે, રાજારાણી મન હરખે, વિસ્મયલહિ નરપતિ મરખે, સુત પૂરબપુણ્યને પરખે, સલૂણી બો ॥ ૧૬ ॥ રાજા ઇણ પરિ વિચારે, કોઈ જ્ઞાનિ ગુરૂપાઉધારે, તો એહ સ દેહ નિવારે, જિન કૃપાચન્દ્રસૂરિ સુખસારે૦ ॥૧૭॥

# શ્રી મહાવીર સ્વામીનું પારણું

સરસ્વતી સ્વામીને વિનવું રે, સદ્‌ગુરૂ લાગુંજી પાય; મહાવીર કુંવર ઉદર રહ્યાએ. ૧ મહા મહિને માટી કેળવીરે; ફાગણ મહિને ઘડીયેલા ઘાટ. મહાવીર. ૨ પહેલો તે માસ ન જાણીઓ રે, બીજે માસે સુહાન જ્ઞાન૦ મહાવીર૦ ૩ ત્રીજે માસે સૈયરને સંભળાવીયું એ, ચોથે માસે ખીર ન ભાવી. મહાવીર૦ ૪ પાંચમે માસે રાખડી બંધાવીયાએ, છઠ્ઠે માસ પાણીડા મેલાવ્યા. મહાવીર૦ ૫ સાતમે માસે ખોળા ભરાવીયા એ; આઠમે માસે ગૌરી ગાવે ગીત. મહાવીર૦ ૬ નવમે માસે મહીયરીએ વળાવીયા એ, પુરે માસે જન્મ્યો છે વીર. મહાવીર૦ ૭ ઓરડામાં વીર જનમીયા એ, પરસાળે પડીયા અજવાસ. મહાવીર૦ ૮ સોના સળીએ નાવ વધેરીયા એ, પાણી સાટે દુધડે નવરાવ્યા. મહાવીર૦ ૯ ચોખા સાટે મોતીડે વધાવીયા એ, તરીયા તોરણ બાંધ્યા છે. બાર. મહાવીર૦ ૧૦ ચીર સાડીના બાળોતીયા એ, પલંગ પાલખડી પોઢાવ્યા. મહાવીર૦ ૧૧ પાંચે વાસે પાંચે દોરી બાંધીયા એ, છઠે વાસે છઠ્ઠીઓ બોલાવો. મહાવીર૦ ૧૨ દશે વાસે દશ ઉઠણુ કાઢીયાએ, બારે વાસે પારણીએ પોઢાવ્યા. મહાવીર૦ ૧૩ વીશ વાસે વીશ ઉઠાણુ કાઢીયાએ, માસ કુમાસ નવરાવ્યા. મહાવીર૦ ૧૪ સવા મહિને ગોત્ર જ ઝારીયા એ, ચાલીસ વાસે દેવગુરૂ ભેટયા. મહાવીર૦ ૧૫ દાંત દાડમ કેરી કળીઓ એ, હોઠ છે પરવાળાનો રંગ. મહાવીર૦ ૧૬ આંખો કમળ કેરી પાંખડી રે, નાક દીવા કેરી સેજ.

મહાવીર૦ ૧૭ માથે મુગટ સોહામણો રે; કાને છે કુંડલ સાર મહાવીર૦ ૧૮ બાંહે બાજુબંધ બેરખા એ, સફળ બીજોરૂ સાર મહાવીર૦ ૧૯ હાથે તો કલ્લી હીરે જડી રે, કોટે છે નવસેરો હાર મહાવીર ૨૦ પાયે પીપળી મોજડી એ, રેશમીઓ સુરવાલ મહાવીર૦ ૨૧ કેડે કદોરો હેમનો એ, પાયે ઘુઘરાનો ઘમકાર મહાવીર૦ ૨૨ મહાવીરની ફઈને તેડાવીઆ એ, નામ પડામણુ સવા લાખ. મહાવીર૦ ૨૩ શેત્રુંજા બાધ્યાં એમના પારણા એ, ગીરનારે નાખ્યાં છે દોર. મહાવીર૦ ૨૪ હીરવિજય ગુરૂ હીરલો એ માનવિજય ગુણ ગાય મહાવીર૦ ૨૫

**ભવીયાં ભાવ ધરીને ભેટો** ભગવાનને રે. પ્રભુજી તારે સારે વાંછિત દેવ, રસીયા ધર્મજીનેસર ગુણ ગાવો રંગસુ રે, એની સુરનરપતિ કરે સેવ ભ૦ ॥૧॥ પનરમ જીનવર સેવિયે, ધર્મ ધુરધર સ્વામ, ધર્મનાથ જિન રાજજી પુરે વંછિત કામ, ગોડી પારસનાથ પ્રભુમો સોહામણા રે, તો બીજી ભૂમી બિંબ વિશેષ ભ૦ ॥૨॥ નેમિજિનેસર વાલ હો, બ્રહ્મચારી સિરદાર, શ્યામવરણ છવિ સુંદરૂ, ભવિજનને સુખકાર, પ્રભુનો પરચો ચિહુ દિશ પરગજો રે, વલિ બારમા વાસુપુજ્ય જાણ ભ ॥૩॥ શાંતિજીનેસરસોલમા, શાંતિતણા કરનાર, નેમનાથચવરીભલી, સભવચોમુખચ્યાર, એતોદેશાસરદીનદીયસોહામણા રે, દીપે બાવન દેહરી વિસાલ ભ. ॥૪॥ બારમજિનવર સેવિયે, વાસુપુજયમહારાજ, બીજો દેહરો શાંતિનાથનો, માનુ નવીન રચ્યો આજ, આદીસરનો દીગેઅદભુતદેહરો રે, વલિ ચંદ્રપ્રભુ ચૈત્ય નવીન ભ૦ ॥૫॥

અજિત જિનંદજુહારિયે, અલિય વિઘન સહુ જાય, મુનિસુ-વ્રતજિનવીસમા, દાદાદેહરી કહાય, બંડેમાંહિપ્રથમજિન ભેટિયારે, એ તો ચૈત્ર પ્રવાડીમનઉછરંગ. ભ૦ ॥ ૬ ॥ સમવસરણમેં શોભતા, ચોમુખ શ્રી જિનચન્દ, ભવિજનના મન મોહતા. સેવે સુરનર ઇંદ્ર, જામનગરમેં ઉછવરંગ વધામણા રે, હરખેમિલને નરનારી ગુણ ગાય. ભ૦ ॥ ૭ ॥ ભગવતી ભાવે સાંભલી, ઉપધાન વહ્યો ચિત્તચંગ; કસ્તુર પરમુખ ભવિકજના, પહુરિ માલ મનરંગ, દેશવિદેશના આવે બહુ જાતરીરે; વરત્યો કૃપાચંદ આનંદ૦ જય જયકાર. ભ૦ ॥ ૮ ॥ ઇતિપદમ્ ॥

## શ્રી પાર્શ્વનાથજિન સ્તવનો

પાસજી તોરા રે પાય, સ્વામી ! પલક છોડયા ન જાય, તુમસે લગન લગી૦ આંકણી૦ લગી લગી અંખીયાને રહી રે લોભાય,દુનિયામાં દુજો કોઈ આવે ન દાય, તુમસે લગન લગી૦ ૧ આછી આછી આંગીયા ને રંગ અનુપ, અજબ બન્યું છે સાહિબા, આજનું રૂપ. તુમસે૦ ૨ શિર કાને કર હૈયે; સોહે ઉદાર, મુગટ કુંડલ બાજુબંધ ને હાર. તુમસે૦ ૩ તુમ પદ પંકજ મુજ મન ભૃંગ, ચિત્તમાં લાગ્યો રે સાહિબા, ચોળનો રંગ. તુમસે૦ ૪ દેવાધિદેવ તું તો દીન દયાળ, ત્રિભુવન નાયક તુજને, નમું ત્રણ કાળ. તુમસે૦ ૫ લંબી લંબી બાહુડી ને, બડે બડે નેણ, સુરતરૂ સરીખા સાહિબા, શિવસુખ દેણ. તુમસે૦ ૬ જુની જુની સૂરતિ ને જ્યોત અપાર, સૂરત દેખીને પ્રભુની, મોહ્યો સંસાર. તુમસે૦ ૭ (૨)

શી ગતિ થાશે હમારી હો દીનાનાથ, શી ગતિ થાશે હમારી, ઈંદ્રિય કાજે હુ ઘણો ધાયો, કરમ કીધાં બહુ બારી હો દીના૦ (૧) બે વાતે મારું મન લલચાયુ, એક કંચન બીજી નારી. હો દીના ૨ દેશ દેશાતર હું ભમી આવ્યો, નાઠાની નથી બારી હો દીના૦ ૩ હુ હુ કરતા ગયો જનમારો, ભક્તિ ન જાણી તુમારી૦ હો દીના૦ ૪ ભવ સાગરમે તારો દાસ બુડે છે, શ્રી પાર્શ્વનાથ લ્યો તારી. હો દીનાનાથ ૫ (૩) હુ છુ અનાથ, મારો ઝાલજો રે હાથ, વિનવું છું પ્રભુ પારસનાથ હું છુ પ્રવાસી, નથી કોઈ નો સંગાથ૦ વિનવુ, ૧ સગા-સબધી સ્નેહીઓ સહુ, તો યે નિરાધાર, એકલવાયો છુ અવનિમાં, તારો તે આધાર, જાવુ છે દૂર દૂર દેજો રે સાથ, વિનવુ ૨ ભડભડતી આગથી નાગનેઉ ગાર્યો, નયનોથી વરસાવી નેહ, સસાર તાપે હું યે બળુ છું, ઉગારો લાવીને સ્નેહ, દીનબંધુ છો દીનોના નાથ વિનવુ. ૩ મુક્તિનગરમાં જાવું છે મારે, વચમા સાગર મોટો, આગળ જઉ ત્યાં પાછો પડું છુ, મારગ મળીયો ખોટો તારજો રે ઓ ત્રિભુવનના નાથ૦ વિનવું (૪) તારા નયનાં રે પ્યાલા પ્રેમનાં ભર્યાં છે, દયારસનાં ભર્યાં છે, અમી છાંટનાં ભર્યાં છે તારા. ૧ જે કોઈ તારી નજરે ચઢી આવે, કારજ તેના તેં સફલ કર્યા છે તારા૦ ૨ પ્રગટ થઈ પાતાળથી પ્રભુ તે, જાદવના દુખ દૂર કર્યાં છે તારા૦ ૩ પન્નગ-પતિ પાવકથી ઉગાર્યો, જનમ મરણ ભય તેહનાં હર્યાં છે તારા૦ ૪ પતિત પાવન શરણાગત તુંહી, દરશન દીઠે મારા ચિતડા ઠર્યાં છે.

તારા. ૫ શ્રી શંખેશ્વર પાર્શ્વ જિનેશ્વર, પદ પંકજ તું આજથી ધર્યા છે. તારા. ૬ જો કોઈ મુજને ધ્યાને ધ્યાવે, અમૃત સુખનાં રંગથી ભર્યાં છે તારા. ૭

## શ્રી પાર્શ્વનાથ જિન સ્તવન

(આટલો સંદેશો મારા પ્રભુજીને કહેજો–એ દેશી,)

સમેત શિખર મુજને વાલું લાગે છે. પ્રગટ વસે છે વાલા પારસનાથ સખી, સમેતશિખર મુજને વાલું લાગે છે. ૧. આટલો સંદેશો જઈને કહેજો પ્રભુને, ભવરૂપી દરિયામાં ઝાલશો હાથ સખી. સમેત. ૨ ક્રોધ અગ્નિની જવાલા મજને બાળે છે, કૃપા વારિનો ક્યારે કરશો વરસાદ સખી. સમેત. ૩ કામ સ્વરૂપી હસ્તી કચરી નાખે છે, શઠના સ્વરુપી સિંહ કરે છે સાદ સખી. સમેત. ૪ સૃષ્ટિ ન જાનું આ તે શાન ભયંકર, નજરે ન આવે પ્રેમ પ્યારો સુપંથ સખી સમેત. ૫. હું તો દાસી છું પ્યારા પાર્શ્વ પ્રભુની, સહેજ સલૂણો મારો કોડીલો કંથ સખી. સમેત. ૬ હિંસા ઉલક જયાં ત્યાં ચોર ફરે છે, આલસ અજગરરૂપી ભારે છે ત્રાસ સખી૦ સમેત. ૭. કુટુંબ કબીલો સાચા શીયળ વાશે, ઘેરી રહ્યો છે. મુજને આવી ચોપાસ સખી૦ સમેત. ૮ અંતરના બેલી મુજને કયારે ઉગારશો, હૈયામાં હવે મને કાંઈ નથી હામ સખી. સમેત. ૯ કરૂણાસાગર પ્રભુજી જ્ઞાન ઉજાગર, વાલું લાગે છે વાલા આપનું ધામ સખી. સમેત. ૧૦ અમીરસ ઝરતી મૂર્તિ પ્યારી લાગે છે, કુમુદને વાલો જેવો શરદનો ચંદ સખી. સમેત. ૧૧ સમેત શિખર વાસી સામલીયા વાલા,

વામા માતાના રુડા લાડીલા નંદ સખી સમેત ૧૨ નટડીની દોર ઉપર સુરતા છે જેવી, એવી પ્રભુમાં મારી બની છે પ્રીત સખી. સમેત ૧૩, અજિત સાગરસૂરિ એ રીતે બોલે, પ્રભુએ સંભાલી રૂડી રાખી છે રીત સખી સમેત ૧૪

## શ્રી પાર્શ્વનાથ જિન (થાલ) સ્તવન

માતા વામાદે બોલાવે જમવા પાસને, જમવા વેળા થઈ છે રમવાને ચિત્ત જાય, ચાલો તાત તુમારા બહુ થાએ ઉતાવળા, વહેલા હાલોને ભોજનીયાં ટાઢા થાય. માતા૦ ૧ માતાનુ વચન સુણીને, જમવાને બહુ પ્રેમશુ, બુદ્ધિ બાજોઠ ઢાળી, બેઠા થઈ હોશિયાર, વિનય થાળ અજુ આલી, લાલન આગળ મૂકીયો, વિવેક વાટકીયો શોભાવે થાળ મોઝાર માતા ૨ સમકિત શેલડીના છોલીને ગહ્ડા મૂકીયા, દાનના દાડમ દાણા, ફોલી આપ્યા ખાસ, સમતા સિતાફળનો, રસ નીપજ્યો બહુ રાજીયા, જુક્તિ જામફળ પ્યારા, આરોગોને પાસ માતા૦ ૩ મારા નાનડીયાને ચોકખા ચિત્તના ચૂરમા, સુમતિ સાકર ઉપર, ભાવશુ ભેળુ ઘૃત, ભકિત ભજીયાં પીરસ્યા, પાસ કુમારને પ્રેમશું, અનુભવ અથાણા, ચાખોને રાખો સરત માતા૦ ૪ પ્રભુને ગુણ ગુંજા, મેં જ્ઞાન ગુ દવડા પીરસ્યા, પ્રેમના પેંડા જમજ્યો, માન વધારણ કાજ, જાણુ-પણાની જલેબી, જમતા ભાંગે ભૂખડી, દયા દૂધપાક અમીરસ, આરોગોને આજ. માતા૦ ૫ સંતોષ સીરો ને વળી, પુન્યની પુરી પીરસી, સંવેગ શાક ભલાં છે, દાતાર ઢીલી દાળ, મોટાઈ માલપુવાને,

પ્રભાવનાના પૂડલા, વિચારવડી વઘારી, જમજ્યો માસ લાલ. માતા૦ ૬ રૂચી રાયતાં રૂડાં, પવિત્ર પાપડ પીરસ્યાં, ચતુરાઈ ચોખા ઓશાવી આણ્યા ભરપૂર, ઉપર ઈંદ્રીદમન દૂધ, તપ તાપે તાતુ કરી, પ્રીત્યે પીરસ્યું, જમજો જગજીવન સહનૂર. માતા૦ ૭ પ્રીતિ પાણી પીધાં, પ્રભાવતીના હાથથી, તત્ત્વ તંબોલ લીધાં, શીયલ સોપારી સાથ, અકલ એલાયચી આપીને, માતા મુખ વદે, ત્રિભુવન ત્હારી તરજ્યો જગજીવન જગનાથ. માતા૦ ૮ પ્રભુના થાલ તણા જે, ગુણ ગાવે ને સાંભળે, ભેદ ભેદાન્તર સમજે, જ્ઞાની તે કહેવાય; ગુરૂ ગુમાનવિજયનો, શિષ્ય કહે શીર નામીને, સદા સૌભાગ્યવિજય; ગાવે ગીત થાય સહાય. માતા૦ ૯.

## શ્રી શંખેશ્વર પાર્શ્વજિન સ્તવનમ્

અંતર જામી સુણ અલવેસર, મહિમા ત્રિજગ તુમારો ॥ સાંભળીને આવ્યો તુમ તીરે, જનમ મરણ ભય વારો ॥૧॥ સેવક અરજ કરે છે રાજ, અપને શિવસુખ આલો ॥ એ આંકણી ॥ સહુકોના મનવાંછિત પૂરો, ચિંત સહુની ચૂરો ॥ એહ બિરુદ છે રાજ તમારૂં, કિમ રાખો છો દૂરે ॥ સેવક૦ ॥ ॥૨॥ સેવકને વલવલતો દેખી, મનમાં મહેર ન ધરશો ॥ કરુણાસાગર કેમ કહેવાશો, જો ઉપગાર ન કરશો ॥ સેવક૦ ॥૩॥ લટપટનું હવે કામ નહીં છે, પરતક્ષ દરિસણ દીજે ॥ ધૂંવાડે ધીજું નહીં સાહિબ, પેટ પડયા પતીજે ॥ સેવક૦ ॥૪॥ શ્રી શંખેસરમંડણ સાહિબ, વિનતડી અવધારો ॥ કહે જિનહર્ષ મયા કરી મુઝને, ભવસાયરથી તારો ॥ સેવક૦ ॥૫॥ ઇતિ ॥

## શ્રી પાર્શ્વનાથજિન સ્તવન

વામાનંદન હો પ્રાણથકી છો પ્યારા, નાહી કીજે હો નયણ થકી ક્ષણ ન્યારા, પુરિસાદાણી શામળ વરણો, શુદ્ધ સમકિતીને ભાસે, શુદ્ધ પુજ જિણે કીધો તેહને, ઉજવળ વરણ પ્રકાશે. વા૦ ૧ તુજ ચરણે વિષધર પિણ નિરવિષ, દંસણે થાએ બીહીના, જોતાં અમ શુદ્ધ સ્વભાવ કા ન હુવે, એહ અમે શ્રદ્ધા છો જા વા ૨ કમઠરાય મદ કિણ ગિણ તિમા, મોહ તણો મદ જોતાં, તાહરી શકિત અનંતી આગળ, કેઈ કેઇ મર ગયા ગોતાં વા૦ ૩ તે જિમ તાર્યા તિમ કુણ તારે, કુણ તારક કહું એહવો, સાયર માનતે સાયર સરીખો, તિમ તુ પિણ તુ જેહવો. વા૦૪ કિમ પણ ન બેસો તુમે કરૂણાકર, તે પિણ મુજ પ્રાપ્તિ અનંતી, જેમ પડે કણ કુંજર મુખથી, કીડી બહુ ધનવંતી૦ વા ૫ એક આવે એક મોજાં પાવે, એક કરે ઓળગડી, નિજ ગુણ અનુભવ દેવા આગળ, પડખે નહી તુ બે ઘડી વા૦ ૬ જેહવી તુમથી માહરી માયા, તેહવી તુમે પિણ ધરજો, મોહન વિજય કહે કવિ રૂપનો, પ્રત્યક્ષ કરૂણા કરજો વા૦ ૭

## શ્રી ચંદ્રપ્રભ જિન સ્તવન

ચંદ્રપ્રભુજીની ચાકરી મને લાગે મીઠી, જગમાં જોડી જે હતી કીહા દીસે ન દીઠી ચંદ્ર૦ ૧ પ્રભુજીને ચરણે મારૂ મનડુ લલચાણું, કોણ છે બીજો ઈણ જગે જોઇને પલટાણુ. ચંદ્ર૦ ૨ કોઈ કરે કોઈ આવરે કોઈ કામ ન આવે, સુરતરૂ ફલે મોહિયો કિમ આક સુહાવે ચંદ્ર૦ ૩ જીમ જીમ નિરખું

નયણુ લે તીમ હયડું ઉલસે, એક ઘડીને અંતરે મુજ મનડું તલસે. ચંદ્ર૦ ૪ મુજ પ્રભુ મોહન વેલડી કરૂણાશું ભરીયા, પ્રભુતા પૂરો ત્રિભુવને ગુણુ મણિના દરિયા. ચંદ્ર. ૫. સહજ સલુણો મારો સાહિબો મલ્યો શિવનો સાથી, સહેજે જીત્યો જગતમાં પ્રભુની સેવાથી. ચંદ્ર. ૬ વિમલ વિજય ગુરૂરાય શિષ્ય, કહે કરજોડી, રામવિજય પ્રભુ નામથી લહે સંપદા કોડી. ચંદ્ર૦ ૭

## શ્રી દેવજસા જિન સ્તવન

(મહાવિદેહ ક્ષેત્ર સોહામણું-એ દેશી) દેવજસા દરિસણુ કરો, વિઘટે મોહ વિભાવ લાલરે; પ્રકટે શુદ્ધ સ્વભાવતા, આનંદ લહરી દાવ લાલરે. દે. ॥૧॥ સ્વામિ વસો પુષ્કર વરે, જંબૂ ભરતે દાસ લાલરે; ક્ષેત્ર વિભેદ ઘણો પડયો, કિમ પહુંચે ઉલ્લાસ લાલ રે. દે. ॥૨॥ હોવત જો તનું પાંખડી, આવત નાથ હજૂર લાલરે; જો હોતી ચિત્ત આંખડી, દેખત નિત્ય પ્રભુ નૂર લાલરે. દે. ॥૩॥ શાસન ભકત જે સુરવરા, વિનવું શીસ નમાય લાલરે ॥ કૃપા કરો મુઝ ઉપરે, તો જિનવંદન થાય લાલરે. દે. ॥૪॥ પૂછું પૂર્વ વિરાધના, શી કીધી ઈણે જીવ લાલરે । અવિરતિ મોહ ટલે નહીં, દીઠે આગમ દીવ લાલરે. દે. ॥૫॥ આતમ શુદ્ધ સ્વભાવને, બોધન શોધન કાજ લાલ રે ॥ રત્નત્રયી પ્રાપ્તિ તણો, હેતુ કહો મહારાજ લાલરે.દે. ॥૬॥ તુજ સારિખો સાહિબ મિલ્યો, ભાંજે ભવભ્રમ ટેવ લાલરે ॥ પુષ્ટાલંબન પ્રભુ લહિ, કોણ કરે પરસેવ લાલરે. દે. ॥૭॥ ॥ દીનદયાલ કૃપાલુઓ, નાથ

ભવિક આધાર લાલરે ॥ દેવચંદ્ર જિન સેવના, પરમામૃત સુખકાર લાલરે દે. ॥૮॥ ॥ ઇતિ ॥

## સાત નારકીનું સ્તવન.

### ઢાળ પહેલી

વર્ધમાન જિન વિનવું, સાહિબ સાહસ ધીરોજી, તુમ્હ દરિસણુ વિણુ હુ ભમ્યો, ચિહું ગતિમાં વડવીરોજી૦ ૧. પ્રભુ નરક તણાં દુખ દોહિલા, મેં સહ્યાં કાલ અનંતોજી, શોર કિયો નવિ કો સુણે, એક વિના ભગવંતોજી ૨ પાપ કરીને પ્રાણીઓ, પહોંત્યો નરક મઝારોજી કઠિણુ કુભાષા સાભળી, મયણુ શ્રવણુ દુઃખકારોજી૦ ૩ શીતલ યોનિમેં ઉપન્યો, રહેવુ તપતે ઠામોજી, જાનુ પ્રમાણે રૂધિરના, કીચ કહ્યા બહુ તાંમોજી ૪ તવ મનમાંહી ચિંતવે, જોઈએ કિણિ દિશે નાસીંજી, પરવશ પડિયો પ્રાણીયો, કરતો ક્રોડ વીમાસીજી, ૫ ચંદ નહી ત્યાં સૂરજ નહી, જયા ઘોર ઘટા અંધકારોજી, સ્થાનક અતીવ અસોહામણો, ફરસેં જિસ્યો પૂર ધીરોજી ૬ નવો નગરમા ઉપજે, જાણે અસુર તિવારોજી, કોપ કરીને આવે તિહા, હાથ ધરી હથિયારોજી ૭. કરે કાતરણી દેહડી, કરતો ખંડો ખંડજી, રીવ અતિય કરે બહુ, પામે દુખ પ્રચંડજી ઢાળ બીજી (ગોરાગી થયો-એ દેશી) ભાજે કાયા ભાજતો રે, મારે કીચારે મારે, ઉંધે માથે અગ્નિ દીએરે, ઉંચો બાંધે પાયરે, જિનજી સાશલો, કડુઆ કડુઆ કર્મ વિપાકરે, વીરજી સાભલો —એ આંકણી ૧ વેતરણી તટણી તણારે, જલમા નાંખેરે પાય;

કોરય કુહાડા તરૂ પરે, છેદે અધિક ઉલ્લાસ રે. જિનજી સાંભલો. ક. વીરજી. ૨ ઉંચા જોજન પાંચસેરે, ઉછાલે આકાશ; શ્વાનરૂપ કરે તિહાંરે; મૃગ જિમ પાડે પાશરે જિ. ક. વી. ૩ પન્નરે ભેદે સુર મલીરે, કરવત દીયેરે કપાલ; આરોપે શૂલિ શિરેરે. ભાંજે જિમ તરૂં ડાલરે. જિ. ક. વી. ૪ ઓળે તાતા તેલસાંરે, તળી કરી કાઢેરે તામ; વલી ભોભરમાં ખેપવેરે, વિરૂઆ તાસ વિરામરે. જિ. ક. વી, ૫. ખાલ ઉતારે દેહનીરે, આસીષ દાઇ આહાર; બહુ આરડા પાડતોરે, તન વિચ ઘાલે ખારરે. જિ. ક. વી. ૬ ઢાળ ત્રીજી

રાગ મારૂ-જિનજી કબ મિલેરે, ભોલાસુ વલવલરે-એ દેશી

તાપ કરીને તે વલી ભૂમિકારે, મનસુ શીતલ જાણ; આવી બેસે તરૂઅ છાંહ ડેરે, પડતાં ભાંજે પ્રાણ, ચતુર મ રાચજયોરે. ૧. વિરૂઆ ત્રિષય વિલાસ, સુખ થોડાં દુઃખ બોહલા જેહથીરે, લહિયે નરગ નીવાસ. ૨. કુંભી માંહે પાક કરે તસ દેહનોરે, તિલ જિમ ઘાંણી માંહે; પીલી પીલીને રસ કાઢે તેહનોરે, મહેર ન આવે તાંહિં. ૩. નાઠો જાય ત્રીજી નરગ લગેરે, મન ધરતો ભય ભ્રાંત; પછે પરમાધામી શૂલી ઉપરેરે, જેહવા કાલ કૃતાંત. ૪. ખાલ ઉતારે તેહની ખાંતસ્યુંરે, ખાર ભરે તસ દેહે ખાસ; પૂરાની પરે તે તિહાં ટલવલેરે, મેહેર ન આવે તાસ. ૫. દાંત વિચે દઇ દસ આંગુલીજી, ફરી ફરી લાગે પાય; સેહેતાં કાલ ગયો ઘણોજી, હવે એ સહ્યો ન જાય. ૬ જિહાં જાઇ તિહાં ઉઠે મારવારે, કોઈ ન પૂછે સાર, દુઃખ ભરી રોચે દીનપણે

ફરીરે, નિપટહિયા નિરધાર ૭ ઢાળ ચોથી રાગ–વેલાઉલ રે જીવ જિનધર્મ કીજીએ–એ દેશી. પરમાધામી સુર કહે, સાભલ તુ ભાઈ, કીહો દોષ અમારડો, નિજ દેખો કમાઈ૦ ૧ પરમાધામી સુર કહે–એ આંકણી. પાપ કરમ કીધાં ઘણાં, બહુ જીવ વિણાસ્યા, પીડા ન જાણી પરતણી, ફૂડા મુખે ભાખ્યા. પરમા૦ ૨ ચોરી લાવ્યા ધન પારકું, સેવી પરનાર, આરભ કામ કીધા ઘણા, પરિગ્રહનો નવિ પાર પરમા૦ ૩ નિશિ ભોજન કીધા ઘણા, બહુ જીવ સહાર, અભક્ષ અથાણા આચર્યા, પાતિક નહિ પાર પરમા ૪ માત પિતા ગુરૂ ઓલવ્યા, કીધાં ક્રોધ અપાર, માન માયા લોભ મન ધર્યા, મતિહીણા ગમાર પરમા૦ ૫ ઢાળ પાંચમી, વેવડીની–એ દેશી, ઈમ કહી સુર વેદનાએ. વલિ ઉદીરે તેહ તો, ખીલા કટાલા વજ્ર તણા એ, તીહાં પછાડે દેહ તો ૧. તૃષા વસે તાતો તરૂએ, મુખમા ઘાલે તામ તો, અગ્નિ વરણ કરી પૂતલીએ, આલબન દે જામ તો. ૨. સયલ વદન કીડા વહે એ, જીભ કરે સત ખડતો, એ ફલ નિશિભોજન તણાં એ, જાણે પાપ અખંડ તો. ૩ અતિ ઉનો અતિ આકરો એ, આણે તાતો તીર તો, તે ઘાલે તસ આંખમાં એ, કાને ભરે કથીર તો, ૪ કાલા અધિક બિહામણા એ, હુ ડકે સંઠાણ તો, તે દિસે દીન દયામણા એ, વલી નિરધારા પ્રાણ તો૦ ૫ ઢાળ છઠ્ઠી વાડી ફુલી અતિ ભલી મન ભમરારે–એ દેશી. એની પેરે બહુ વેદના સહી ચિત્ત ચેતોરે, વસતા નરક મોઝાર ચતુર ચિત્ત ચેતોરે, જ્ઞાની વિણ ન જાણે કોઇ, ચિ૦ કહેતા નાવે પાર. ચ૦

ચિ૦ ૧ દશ દ્રષ્ટાંતે દોહીલો, ચિ૦ લાદ્યો નર ભવ સાર; પામ્યો એળે હારી ગયો; ચિ. કરજો એહ વિચાર. ચ૦ ચિ૦ ૨ સુધો સંયમ આદરો ચિ૦ ટાલો વિષય વિકાર, ચ. પાંચે ઇંદ્રિય વશ કરો ચિ., જિમ હોય છુટક બાર. ચ. ચિ. ૩ નિદ્રા વિકથા પરિહરો, ચિ. આરાધો જિન ધર્મ;ચ૦ સમકિત રત્ન હીયે ધરો. ચિ. ભાંજે મિથ્યા ભર્મ. ચ. ચિ. ૪, વીર જિણંદ પસાઉલે, ચિ. અહીર નગપુર મઝાર, ચ. સ્તવન રચ્યો રલિયામણો, ચિ. પરમકૃત ઉદાર ચ. ચિ. ૫ સાત નારકીનું સ્તવન સંપૂર્ણ અઠ્ઠાઇની ઢાળ. વીરજિણંદહિ ણેંદસમ, પ્રણમું ધરિને નેહ; પર્યુષણ વિધિવર્ણવુ. સાંભલો ભવિજન તેહ ॥૧॥ ત્રણ ચોમાસી અતિભલી, ઓલી બે કહેવાય; પર્યુષણ બડીભલી અઠ્ઠાઇ સુખદાય ॥૨॥ ઇન્દ્રાદિક સુરવર મિલી, દ્વીપ નંદીસર જાય;દ્રવ્યભાવ પૂજા કરે,તન મનથી લયલાય ।૩।

ઢાળ પહેલી. ગરબો સુણો પ્રીતમજી પ્રીતકી રીત અનીતતજી ચિતધારિયે એ દેશી. સુણ સાહેલી ! પર્વપજુષણ પુણ્યે,આવ્યા જાણીલે, સખી ! વીરજિનેસરસાસન બે, જયવંતો જગમાં ભાસન બે ત્રણ જગમાં એજ સુખવાન બે, સુણ સા.॥૪॥ સખિ ! પર્વપજુષણ આવ્યા બે, ભવિજનને મનમાં ભાવ્યા બે, સહુ સંઘને અધિક-સુહાવ્યા બે, સુણસા. ॥૫॥ સખિ! ઇન્દ્રાદિક દેવમલી, સંગે નંદીસરની વૈ, મનરંગે, પ્રભુભક્તિ-કરે અતિઉમંગે સુણ સા. ॥૬॥ નંદીસર આઠમો દ્વીપજાણો, વલયાકારમનમાં આણો, બાવનદેરાસર જિનભાણો, સુણસા. ॥૭॥ અંજનગિરિચ્યારે જિહાંરાજે, ચોરાસી સહસ ઉંચા

બાજે, અંજન વરણા તે વિરાજે, સુણુસા૦ ॥૮॥ ચ્યાર દિશિ તેહને સોહે, વાવચ્યારે દધિમુખ હોહે, દધિવર્ણાં ભવિનાં મનમોહે, સુણુસા. ॥૯॥ વિદિશિમાં રતિકર કહિયે, દોય દોય સંખ્યા લહિયે, લાલવરણુ ભવિ સરદહિયે, સુણુસા૦ ॥૧૦॥ એક દિશિ તેરહ જાણો, ચિહુ દિસિનાં બાવનમાણો, જિનચૈત્ય જુહારે સુરરાણી. સુણુસા૦ ॥૧૧॥ પર્યુંષણુ પર્વ આવ્યા જાણી, જિનવરની ભકિતમન આણી, કરે શ્રાવક અતિ ઉલટઆણી, સુણુસા ॥૧૨॥ જિમ નંદીસર સુરપતિ સેવૈ, તિમ શ્રાવક સુવિધિ લેવૈ, કૃપાચન્દ્રસૂરિ નિજદેવૈ સુણુસા ॥૧૩॥ ઢાલ બીજી ॥ આસન્ન પાંચ નિવારજોરે, પર્વપજુસણુ જાન, કષાયચતુદલ વારજોરે, ધારજ્યો જિનવર ધ્યાન સુજ્ઞાની ધારજ્યોરે, ધારજ્યો પરવ પ્રધાન ॥૧૪॥ પ્રથમ અહિંસક પણો ધરોરે, જીવરક્ષા કરો સાર, અમારી પઠહ વજડાવીનેરે, સાસન સોભ વધાર, સુ ધા ॥૧૫॥ મૃષાવાદ બોલો નહીરે, અદત્તનો કરો ત્યાગ, મૈથુન વિરતિ આદરોરે, જિનધરમે દઢરાગ સુ૦ ધા૦ ॥૧૬॥ પરિગ્રહ પરિમાણુ કીજિયે રે, તૃષ્ણા સેતુ સમાન, એ પાચે આસ્ર-વ તજો રે, યથાશક્તિ સુખખાન. સુ૦ ધા૦ ॥૧૭॥ કષાયચ્યાર નિવારિને રે, ક્ષમાપ્રમુખદિલ ધાર, અંતર રિપુને જીતવારે, પર્વસેવો નિરધાર, સુ૦ ધા૦ ॥૧૮॥ સામાયક પોસહ કરોરે, દાનાદિક ઘો સાર, પર્યુંષણુ પુણ્યે આવિયારે, આરાધો સુખકાર, સુ૦ ધા૦ ॥૧૯॥ અભયદાન અરિહ-મનોરે, સુણો કથાનક સાર, સૂરિકૃપાચન્દ્ર ભેવતાં રે, પામે ભવનો પાર સુ૦ ધ૦ ॥૨૦॥

## શ્રી પજુસણનું સ્તવન

પ્રભુ વીર જિણંદ વિચારી, ભાખ્યા પર્વ પજુસણ ભારી; આખા વર્ષમાં એ દિન મોટા, આઠે નહિ તેમાં છોટા રે; એ ઉત્તમને ઉપગારી, ભાખ્યાં પર્વ પજુસણ ભારી. ૧ જેમ ઔષધ માંહે કહીએ, અમૃતને સારૂં લહીયે રે; મહા મંત્રમાં નવકારવાળી, ભાખ્યાં૦ ૨ તારા ગણમાં જેમ ચંદ્ર, સુરવર માંહે જેમ ઈંદ્ર રે, સતીઓ માંહે સીતા નારી, ભાખ્યાં૦ ૩. વૃક્ષ માંહિ કલ્પતરૂ સારો, એમ પર્વ પજુસણ ધારો રે, કલ્પ સૂત્રમાં ભવતારી, ભાખ્યાં૦ ૪ તે દિવસે રાખી સમતા, છોડો મોહ માયા ને મમતા રે, સમતા રસ દિલમાં ધારી, ભાખ્યાં૦ ૫ જો બને તો અઠ્ઠાઈ કીજે; વલી માસ ખમણ તપ લીજે રે; સોળભત્તાની બલિહારી, ભાખ્યાં૦ ૬ નહિ તો ચોથ છઠ્ઠ તો લહીએ, વલી અઠ્ઠમ કરી દુઃખ સહિયે રે, તે પ્રાણી જુજ અવતારી, ભાખ્યાં૦ ૭ નવ પૂર્વ તણો સાર લાવી, જેણે કલ્પસૂત્ર બનાવી રે, ભદ્રબાહુ વીર અનુસારી. ભાખ્યાં૦ ૮ સોના રૂપાના ફુલડાં ધરીએ, એ કલ્પની પૂજા કરીએ રે; એ શાસ્ત્ર અનોપમ ભારી, ભાખ્યાં૦ ૯ સુણુરૂ સુખથી તે સાર, સુણે અખંડ એકવીસ વાર રે; એ જુવે અષ્ટ ભવે શિવ પ્યારી, ભાખ્યાં૦ ૧૦ ગીત ગાન વાજિંત્ર બજાવે, પ્રભુની આંગી રચાવે રે, કરે ભક્તિ વાર હજારી, ભાખ્યાં૦ ૧૧ એવા અનેક ગુણના ખાણી, તે પર્વ પજુસણ જાણી રે; સેવો દાન દયા મનોહારી, ભાખ્યાં ૧૨

લોલ, ધર્મ ઉપર રાખો દૃઢ મન્ન રે .કર્મ૦ ૪૯ કહે ન્યાય સાગર ત્રીજી ઢાળમાં રે લોલ, તમે સાભળો નરનાર રે કર્મ૦ ૫૦ ઢાળ ૪થી (રાતુ ગુલાબનુ ફુલ ગુલાબે રમતી —એ રાગ) મયણા સિદ્ધચક્ર આરાધે ગુલાબે રમતી તી નિજ પતિ ઉબરની સાથે જાપો જપતીતી ૧ પહેલે પદે અરિહંત પૂજે રમતીતી, હણ્યા ઘાતિ અઘાતિ ધ્રુજે જાપો જપતીતી ૨ ત્રણ લોકની ઠકુરાઇ છાજે ગુલાબે રમતીતી, વાણી પુર જોજનમા ગાજે જાપોને જપતીતી ૩ બીજે પદે સિદ્ધ મહારાજ ગુલાબે રમતી તી, ત્રણ લોકના થઈ શીરતાજ જાપો ને જપતીતી ...૪ ત્રીજે પદે આચારજ જાણો ગુલાબે રમતી તી, વળી લાકડી અંધ પ્રમાણો જાપોને જપતીતી ૫ ચોથે પદે ઉપાધ્યાય સોહે ગુલાબે રમતી તી, ભણે ભણાવે જગમગ મોહે જાપોને જપતીતી ૬ પદ પાચમે સાધુ મુનિરાય ગુલાબે રમતી તી, ગુણ સત્તાવીશ સોહ્યા જાપોને જપતીતી. ૭ મન વચન ગોપવી કાયા ગુલાબે રમતી તી, વદુ તેવા મુનિવર રાયા જાપોને જપતીતી ...૮ છટ્ઠે દરિસણ પદ છે મુલ ગુલાબે રમતીતો, કોઈ આવે નહિ તસ તોલ જાપોને જપતીતી. ૯ મોહે સાતમુ પદ વરનાણ ગુલાબે રમતી તી, તેના ભેદ એકાવન જાણ જાપોને જપતી તી ૧૦ જ્ઞાન પાંચમુ કેવળ થાય ગુલાબે રમતીતી, ત્રણ લોકના ભાવ જણાય જાપો જપતીતી ૧૧ પદ આઠમે ચારિત્ર આવે ગુલાબે રમતીતી, દેવો ઇચ્છા કરે ના પાવે જાપોને જપતીતી ૧૨ ભવિ જીવોને તે ભાવનાના ભાવે ગુલાબે

રમતી તી, કોઈ રીતે ઉદયમાં આવે જાપોને જપતીતી...૧૩ કરે નવમે તપ પદ ભાવે ગુલાબે રમતી તી, આઠ કર્મો બળી રાખ થાવે જાપોને જપતીતી...૧૪ સિદ્ધ આતમ અનંતી પાવે ગુલાબે જપતીની, દેવદેવી મલી ગુણ ગાવે જાપોને જપતીતી ...૧૫ પ્રભુ પૂજે કેસર મદ ઘોળી ગુલાબે રમતી તી, ભરી હરખે હેમ કચોળી જાપોને જપતીતી....૧૬ ભરી શુદ્ધ જળે અંઘોળી ગુલાબે રમતીતી, ચઉ ગતિની આપદા ચોળી જાપોને જપતીતી....૧૭ દુરગતિના દુઃખ દૂર ઢાળી, ગુલાબે રમતી તી, આસો સુદ સાતમથી ખોલી જાપોને જપતીતી ....૧૮ કરે નવ આંબિલની ઓળી ગુલાબે રમતીતી, મલી સરખી સહિયરની ટોળી જાપોને જપતીતી....૧૯ મયણા ધરે નવપદ ધ્યાન ગુલાબે રમતી તી, પતિ કાયા થઈ કંચનવાન, જાપોને જપતીતી....૨૯ સહુ મંત્રમાં છે શિરદાર ગુલાબે રમતીતી, તમે આરાધો સૌ નરનાર, જાપોને જપતીતી....૨૧ ન્યાય સાગરે ઢાળ કહી ચોથી, ગુલાબે રમતીતી, હવે પૂજો જ્ઞાનની પોથી, જાપોને જપતીતી....૨૨

## શ્રી નવપદજીની ઓળીનું સ્તવન–ઢાળ પહેલી.

દેશ મનોહર માળવો, નિરૂપમ નયરી ઉજેણ લલના, રાજ કરે તિહાં રાજીયો, પ્રજાપાળ ભૂપાળ લલના. શ્રી સિદ્ધચક્ર આરાધીયે. ૧ તસ અંગજ બે બાલિકા, મયણા જશ વિખ્યાત લલના; જિનમતિ પાસે વિદ્યા ભણી, ચોસઠ કલા વિશાળ લલના. ૨ સાતશેં કોઢીનો અધિપતિ, શ્રી શ્રીપાળ નરિંદ લલના; પરણાવી મયણા તેહને, કોઢીશું

ધરતી નેહ લલના ૩ પિયુ ચાલો દેવ જુહારીયે, ઋષભ જિણંદ ઈષ્ટદેવ લલના, પૂજી પ્રણમી આવીયા, ગુરુ પાસે સસનેહ લલના ૪ કહે મયણા સુણો પૂજ્યજી, તુમ શ્રાવકનો ભોગ લલના, કવણ કરમ સંયોગથી, કેમ જાશે એ રોગ લલના ૫ ગુરુ કહે- વત્સ સાંભળો, નહિ અમ અવર આચાર લલના, સિદ્ધચક્ર મંત્ર જોઈને, કરશું તુમ ઉપકાર લલના ૬ આસો સુદી સાતમને દિને, કીજે ઓળી ઉદાર લલના, પાંચે ઈન્દ્રિય વશ કરી, કેવળ ભૂમિ સંથાર લલના ૬ પડિક્કમણા હોય ટંકના, દેવવંદન ત્રણ કાળ લલના, વિધિશું જિનવર પૂજીયે, ગુણણું તેર હજાર લલના, ૮ એમ નવ દિન આંબિલ કરે, મયણા ને શ્રીપાલ લલના, અમૃત ન્હવણે કરી, નવરાવે ભરથાર લલના ૯ શ્રી સિદ્ધચક્ર સેવા ફળી, પામ્યા સુખ શ્રીપાળ લલના, પૂર્વ પુન્ય પસાયથી, મુક્તિ લહે વરમાળ લલના શ્રી સિદ્ધચક્ર આરાધીયે ૧૦

**ઢાળ બીજી** શ્રી ગુરુ વયણે તપ કરે રે લાલ, નારી ને ભરથાર રે, ચતુરનર ! શ્રી સિદ્ધચક્ર સેવા કરે રે લાલ ભક્તિ મુક્તિ ઘણી માચવે રે લાલ, રહે સ્વામી આવાસ રે ચતુર૦ ૧ શ્રી અરિહંત પહેલે પદે રે લાલ, બીજે સિદ્ધનું ધ્યાન રે, ચતુર૦ ત્રીજે આચારજ ઉવજ્ઝાયને રે લાલ, સકલ સાધુ પ્રણમે પાય રે ચતુર૦ ૨ જ્ઞાન દર્શન ચારિત્રના રે લોલ, ગુણસ્તવે ચિત્ત ઉદાર રે, ચતુર૦ નવમે તપ પુરૂ ચયુ રે લાલ, ફળિયા વંછિત કાજ રે ચતુર૦ ૩ એમ નવ દિન આંબિલ કરે રે લાલ, મયણા ને શ્રીપાળ રે,

ચતુર૦ દંપતી લીયે સુખ સ્વર્ગના રે લાલ, વિલસે સુખ શ્રીકાર રે. ચતુર૦ ૪ સુઈ જિમ દોરા પ્રત્યે રે લાલ, આણી દીયે કસીદે ઠાય રે, ચતુર૦ મયણા બેઉ કુળ ઉદ્ધર્યા રે લાલ, શ્રી જિન ધર્મ પસાય રે. ચતુર૦ ૫ ગુરુ દીવો ગુરુ દેવતા રે લાલ, ગુરુ મોટા મહીરાણ રે, ચતુર૦ ભવોદધિ પાર ઉતારવા રે લાલ, જલધિ એ જિમ નાવ રે. ચતુર૦ ૬ જે નવપદ ગુરુજીએ દીયા રે લાલ, ધરતા તેહશું નેહરે ચતુર૦ પૂરવ પુન્યે પામીયા રે લાલ, મુક્તિ વર્યા ગુણ ગેહરે. ચતુર૦ ૭

## શ્રી નવપદ સ્તવન

શ્રી નવપદ આરાધો, મનવાંછિત કારજ સાધો રે; ભવિયાં શ્રી નવપદ આરાધો. એ ટેર ॥ પદ પહિલે અરિહંત ધ્યાવો, જિમ અરિહંત પદવી પાવો રે ભ૦ શ્રી૦ ૧ પદ દુજે સિદ્ધ મનાવો, જિમ સિદ્ધ સરૂપી હોઈ જાવો હો રે ભ૦ શ્રી૦ સૂરિ ત્રીજે ગુણવંતા, જગનાયક જગ જયવંતા રે ભ૦ શ્રી૦ ૨ ચોથે પદ ઉવજઝાયા, જિન મારગ આણ બતાયા રે ભ૦ શ્રી૦ સાધુ સકલ ગુણધારી, પદ પંચમે જગ હિતકારી રે ભ૦ શ્રી૦ ૩ દરશણ પદ છટ્ઠે વન્દો, જેમ કીરતી હોય ચિર નન્દો રે ભ૦ શ્રી૦ જ્ઞાન પદ સાતમે દાખ્યો, ચારિત્ર પદ આઠમે ભાખ્યો રે ભ૦ શ્રી૦ ૪ શ્રીપાલ ને મયણા લીધો, નવ મેં ભવ કારજ સિધો રે ભ૦ શ્રી. નવપદ મહિમા જાણી, જિમ ચંદ્ર હિયે મન આણી ભ૦ શ્રી૦ ૫

# સજઝાય વિભાગ

## શ્રી અઈમત્તામુનિની સજઝાય

શ્રી અઈમિત્તા મુનિવર જુકે, કરણીકી બલિહારીવે, ષટ વર્ષ મ કે સ જમલીનો વીર વચન ચિત્ત ધારીવે શ્રી૦ ૧ વિજયનૃપતિ શ્રી દેવી ન દન, પોલાસપુર અવતારીવે, અ ગ ઈગ્યારપઢે ગુણઆગર ત્રિવિધ ત્રિવિધ અવિકારીવે શ્રી૦ ૨ તપગુણ રયણમ વત્સરઆદિક કરકે, કાયઉદ્ધરીવે, પ્રભુઆદેશે, વિપુલાચલ ગિરિ કરી અણસણ, અતિશારીવે શ્રી૦ ૩ કેવલ પાય મુક્તિ ગયે મુનિવર કર્મકલ ક નિવારીવે, અઢારઅ ઉતાલે તહિ ગિરિ ઉપર, કીની થાપના સારીવે શ્રી૦ ૪ વાચક અમૃતધર્મસુગુરુ કે, સુપસાયે સુવિચારી વે, શિષ્ય ક્ષમાકલ્યાણ હરખધર, ગુણગાવે અતિ જયકારીવે શ્રી૦ ૫

## શ્રી કરકડૂ પ્રથમ પ્રત્યેક બુદ્ધની સજઝાય

ચ પાનગરી અતિ ભલી હુ વારી લાલ, દધિવાહન ભૂપાલરે હુ વારી લાલ, પદ્માવતી કૂખે ઉપનો હુ૦ કર્મ કીધો ચ ડાલરે હુ૦ ૧ કરકડુને કરુ વ દણા હુ૦ પહિલો પ્રત્યેકબુદ્ધરે હુ૦ ગિરૂવાના ગુણ ગાવતા હુ૦ સમકિત થાયે શુદ્ધ રે હુ૦ ક૦ ૨ લાધી વાશની લાકડી હુ૦ થયો કચનપુર રાય રે હુ૦ બાપસુ મ ગ્રામ માડીયો હુ૦સાધવી લીયો સમજાય રે હુ૦ ક૦ ૩ વૃષભરુપ દેખી કરી હુ૦ પ્રતિબોધ પામ્યો નરેશરે હુ૦ ઉત્તમ સ જમ આદર્યો હુ૦ દેવતા દીધો વેષ રે હુ ક૦ ૪ કર્મ ખપાય મુકતે ગયા હુ૦

કરકંડુરિષિરાય રે, હું૦ સમયસુંદર કહે સાધુને હું૦ પ્રણમ્યાં પાતિક જાય રે હું૦ ક૦ ૫

## શ્રી ભરતચક્રવર્તીં ભાવમુનિની સજઝાય.

ભરતજી મનહીમેં વૈરાગી, મનહીમેં વૈરાગી ભરતજી મન૦ સહસબત્તીસમુગટબદ્ધરાજા સેવા કરે વડભાગી, ચૌસઠ સહસ અંતેવરિ જાકે, તોહી ન હુવા અનુરાગી, ભરતજી મનહીમેં વૈરાગી૦ ૧ લાખ ચોરાસી તુરંગમ જાકે, છન્નુંકોડ હે પાગી, લાખચોરાશી ગજ રથ સોહે, સુરતા ધરમસુ લાગી, ભરત૦ ૨ ચ્યારકોડમણ અન્નજ ઉપડે, લૂણ દશ લાખ મણ લાગે, તીન કોડ ગોકુલ નિત દુજે, એકકોડી હલ સાગી. ભર૦ ૩ સહસબત્તીસ દેસ વડભાગી, ભએ સરબકે ત્યાગી; છન્નુકોડ ગાંમ કે અધિપતિ, તોહી ન હુવા અનુરાગી. ભર૦ ૪ નવનિધ રતન ચઉગડા વાજે, મન ચિંતા સવિ ભાગી, કનક કિરત મુનિવર વંદત હે, દીજે મુગતિ મેં માંગી. ભર૦ ૫

## શ્રી અરણિકમુનિની સજઝાય.

અરણિક મુનિવર ચાલ્યા ગોચરી, તડકે દાઝે સીસોજી, પાય ઉભરાંણાં રે ખેલૂ પરજલૈ, તન સુકુમાલ મુનીશોજી. ૧ અ૦ મુખ કમલાણો રે માલતી ફુલ જયું, ઉભો ગોખને હેઠોજી; ખરૈ દુપહુરૈરે દીઠો એકલો, મોહી માનની સીઠોજી૦ ૨ અ૦ વયણ રંગીલી રે વયણે વિંધિયો, ઋષી થંભ્યો તિણ વારો જી; દાસીને કહે જાય ઉતાવલી, ઋષી તેડી ઘરે આણો જી૦ ૩ અ૦ પાવન કીજે રિષિ ઘર આંગણો, વહિરો મોદક

સારોજી, નવજીવન રસ કાયા કાંઈ દહો, અફલ કરો અવતારો જી ૪ અ૦ ચદ્રાવદની રે ચારિત્ર ચૂકવ્યો સુખ વિલસે દિન રાતોજી, ઈક દિન ગોખે રમતો સોગટે, તબ દીઠી નિજ માતોજી ૫ અ૦ અરણક અરણક કરતી માય ફિરે, ગલિયે ગલિયે મઝારો જી, કહિં કિણ દીઠો રે માહરો અરણલો, પૂછે લોક હજારો જી ૬ અ૦ ઉતરી તિહાથીરે જનની પાય નમ્યો, મનમે લાજ્યો તિવારોજી, ધિગ્ ધિગ્ પાપી રે માહરા જીવને, એહ મે અકારજ કીધોજી૦ ૭ અ૦ અગન ધુખ'તી રે સીલા ઉપરે, અરણક અણસણ કીધોજી, સમય સુંદર કહે ધન તે મુનિવરુ, મનવાંછિત ફલ સીધો જી. ૮ અ૦

## શ્રી વૈરાગ્યની સજઝાય

ઉચા તે મન્દિર માલિયા, સોડ વાલી ને સૂતો, કાઢો રે કાઢો એને સહુ કહે, જાણે જન્મ્યો જ નો તો એક રે ૧ એક રે દિવસ એહવો આવશે, મન સબલોજી ચાલે, મંત્રી મલ્યા સર્વ કારમા, તેહનુ કાંઇ નવી ચાલે એક રે ૨ માવ સોનાના સાકલા, પહેરણુ નવા નવા વાઘા, ધોલુ રે વસ્ત્ર તેહના કર્મનુ, તે તો શોધવા લાગ્યા એક રે ૩ ચરુ કઢઇયા અતિ ઘણા, બીજાનો નવિ લેખુ, ખોખરી હાંડી તેહના કર્મની, તે તો આગલ દેખુ. એ૦ ૪ કોના છોરુ કોના વાછરુ, કેહના માય ને બાપ, અન્તે જવુ જીવ એકલુ, સાથે પુણ્ય ને પાપ એ૦ ૫ સગી રે નારી એની કામિની, ઉભી ટગમગ જોવે, તેનુ પણ કાંઈ ચાલે નહીં, બેઠી ધ્રુસકે રોવે એ૦ ૬ વ્હાલા તે વ્હાલા તમે શું

કરો, વહાલા વોલાવી વલશે, વ્હાલા તે વનના લાકડા, તે તો સાથે જ બલશે. એ૦ ૭ નહી ત્રાંચો નહી તૂંબડી, નથી તરવાનો આરો, ઉદયરત્ન પ્રભુ એમ ભણે, મોહે પાર ઉતારો એ૦ ૮.

## શ્રી મૌન એકાદશીની સજઝાય

આજ મારે એકાદશીએ નણદલ મૌન કરી મુખ રહિયે, પૂછયાનો પડ ઉત્તર પાછો કેહને કાંઇ ન કહિયે૦ આજ૦ ૧ મારો નણદોઇ તુઝને વાલો મુઝ ને તારો વીરો, ધુંવાડાનાં બાચક બરતાં. હાથ ન આવ્યો હીરો. આજ૦ ૨ ઘરનો ધંધો ઘણો કર્યો પણ, એક ન આવ્યો આડો, પરભવ જાતાં પાલવ જાલે, એ મુઝને દેખાડો, આજ૦૩ માગશર સુદ અગીયારસ મોટી, નેવું જિનના નિરખો, દોઢ સૌ કલ્યાણક મોટા, પોથી જોઈ જોઈ હરખો, આજ૦ ૪ સુવ્રત શેઠ થયો શુદ્ધ શ્રાવક, મૌન ધરી મુખ રહિયો, પાવક પુર સઘલો પરજાલ્યો, તેહનો કાંઈ ન દહિયો. ૫. આઠ પહોર પૌસહ તે કરિયે, ધ્યાન પ્રભુનું ધરિયે, મન વચ કાયા જો વશ કરિયે, તો ભવ સાયર તરિયે, આ૦ ૬ ઈરિયા સમિતિ ભાષા ન બોલે, આડુ અવલું પેખે, પડિક્કમણાશું પ્રેમ ન રાખે, કહો કેમ લાગે લેખે. ૭. કર ઉપર તો માલા ફિરતી, જીવ ફિરે વન માંહિ, ચિત્તડું તો ચિહુ દિશિયે ડોલે, ઈણ ભજને સુખ નાંહી ૮. પૌષહ શાલે ભેગા થઈને, ચાર કથા વલી સાંધે, કાંઈક પાપ મિટાવણ આવે, બાર ગણું વલી બાંધે૦ ૯. એક ઉઠંતી આલસ મોડે, બીજી ઉંગે બૈઠી, નદિયોમાંથી કાંઈક

નિમરતી, જઈ દરિયામા પેઠી ૧૦ આઈ બાઈ નણુદ ભોજાઈ, નાની મોટી વહુને, સાસુ 'સસરો માને મામી, સીખામણુ છે સહુને ૧૧, ઉદયરત્ન વાચક ઉપદેશે, જે નરનારી રહેશે, પૌષહ માહી પ્રેમ ધરીને, અવિચલ લીલા લેશે ૧૨

## શ્રી સીતાજીની સજ્ઝાય

ઝલજલતી મિલતી ઘણી રે, ઝાલી ઝાલ અપાર રે, સુજાણુ સીતા જાણે કેસૂ ફુલિયા રે લાલ, રાતા ખેર અ ગાર રે સુ૦ ૧ ધીજ કરે સીતા સતી રે લાલ, શીત-પણે પરિમાણુ રે, સુ૦ લક્ષ્મણુ રામ ખુશી થયા રે લાલ, નિરખે રાણો રાણુ રે સુ૦ ૨ સ્નાન કરી નિરમલ જલે રે લાલ, પાવક પાસે આય રે સુ૦ ઉભી જાણે સુરાગના રે લાલ, અનુપમ રૂપ દિખાય રે સુ૦ ૩ નરનારી મિલિયા ઘણા રે લાલ, ઉભા કરે હાય હાય રે સુ૦ ભસ્મ હુઈ ઇણુ આગમે રે લાલ, રાય કરે અન્યાય રે સુ૦ ૪ રાઘવ બિન વાછયો હુવે રે લાલ, સુપનેહી નહી કોય રે સુ૦ તો મુઝ અગન પ્રજાલજો રે લાલ, નહી તો પાણી હોય રે સુ૦ ૫ ઈમ કહી પેઠી આગમે રે લાલ, તુરત અગન થયો નીર રે સુ૦ જાણે દ્રહ જલસુ ભર્યો રે લાલ, ઝીલે ધરમ સુધીર રે સુ૦ ૬ દેવ કુસુમ-વરસા કરે રે લાલ, એહ સતી શિરદાર રે સુ૦ સીતા ધીજે ઉતરી રે લાલ, સાખ ભરે મ માર રે સુ૦ ૭ રલિયાત સહુકો થયા રે 'લાલ, સઘલે થયા ઉછરંગ રે સુ૦ લક્ષ્મણુ રામ ખુશી થયા રે લાલ',

સીતા શીલ સુરંગ રે સુ૦ ૮ જગમાંહે જસ જેહનો રે લાલ, અવિચલ શીલ કહાય રે સુ૦ કહે જિન હર્ષ સતી-તણા રે લાલ, નિત પ્રણમીજે પાય રે સુ૦ ૯

## શ્રી પ્રતિક્રમણની સજ્ઝાય

કર પડિક્કમણો ભાવશું, દોય ઘડી શુભ ઝાણ લાલરે; પરભવ જાતાં જીવને, સંબલ સાચું જાણ લાલરે. ૧ કર પડિક્કમણું ભાવશું એ આંકણી. શ્રીમુખ વીર સમુચ્ચરે, શ્રેણિકરાય પ્રતિબોધ લા૦ લાખ ખાંડી સોના તણી, દીયે દિનપ્રતિ દાન લા૦ ૨. કર૦ લાખ વરસ લગતે વલી, એમ દિયે દ્રવ્ય અપાર લા૦ ઇકિ સામાયિકની તુલા, નાવે તેહ લગાર લા૦ ૩. કર૦ સામાયિક ચઉવિસત્થો, ભલું વંદન દોય દોય વાર લાલ રે, વ્રત સંભારો આપણાં, તે ભવ કર્મ વિચાર લાલરે ૪. કર૦ કર કાઉસ્સગ્ગ શુભ ધ્યાનથી, પચ્ચક્ખાણ સૂધુ વિચાર લાલરે; દોય સંધ્યાયેં તે વલી, ટાલો ટાલો અતિચાર લાલરે૦ ૫. કર૦ સામાયિક પરસા-દથી, લહિયેં અમર વિમાન લા૦ ધરમસિંહ મુનિવર કહે, મુગતિ તણું એ નિધાન લા૦ ૬ કર૦

## શ્રી પંચમીની સજ્ઝાય

શ્રી ગુરુ ચરણ પસાઉલે રે લોલ, પંચમીનો મહિમાય આત્મા, વિવરીને કહેશું અમેરે લોલ, સુણતાં જાય પાતક આત્મા, પંચમી તપ પ્રેમે કરોરે લોલ. ૧ મન શુદ્ધે આરા-ધીયે રે લોલ. તૂટે કર્મ નિદાન આત્મા; ઇહિ ભવ સુખ

પામે ઘણો રે લોલ, પરભવ અમર વિમાન આત્મા ૫૦ ૨ સકળ સૂત્ર રચ્યા થકીરે લોલ, ગણધર હુવા વિખ્યાત આત્મા, જ્ઞાન ગુણે કરી જાણતારે લોલ, સ્વર્ગનરકની વાત આત્મા ૫૦૩ જે ગુરુ જ્ઞાને દીપતારે લોલ, તે તરીયા સસાર આત્મા, જ્ઞાનવતને સહુ નમે રે લોલ, ઉતારે ભવ-પાર આત્મા ૫૦૪ અજવાળી પક્ષ પચમીરે લોલ, કરો ઉપવાસ જગીશ આત્મા, ૐ હ્રીં નમો નાણસ્સ ગુણણુ ગણોરે લોલ, નવકારવાળી વીશ આત્મા ૫૦૫ પાચ વર્ષ એમ કીજીએ રે, લોલ, ઉપર વળી પચ માસ આત્મા, યથાશક્તિ કરી ઉજવો રે લોલ, જેમ હોય મનને ઉલ્લાસ આત્મા ૫૦૬ વરદત્ત ને ગુણમજરીરે લોલ, તપથી નિર્મળ થાય આત્મા, કીર્તિવિજય ઉપાધ્યાયનો રે લોલ, કાંતિવિજય ગુણ ગાય આત્મા૦ ૫૦૭

## શ્રી સ્થુલિભદ્રની સજ્ઝાય

ઝરમર વરસે મેહુલો રે, વિજલડી ઝબકાર, કોશ્યા કામે આકુલી રે, કીધલો સવી શણગાર રે પિયુડા માનો રે મુજ બોલ, રમીયા શુ રગરોલ રે હો સ્થુલિભદ્ર તુમે કયા થયા રે, નિરગુણ નાવ કઠોર રે પિયુડા ૨ આ ચિત્રશાળા આપણી રે, હરખે હિંડોળા ખાટ, બાર કોડી ધન વાપર્યો રે, તે પિયુડા મુજ માટેરે પિ-૩ બાર વરસનો નેહલો રે, નેહ શુ દેહી દુહાણુ, જિહા મન માને આપણુ રે, તિહા શી તાણો તાણુ રે પિ-૪. સ્થુલિભદ્રે કોશ્યા બુજવી રે, શીયલ સમર્પ્યો હાર, મુનિ લાવણ્ય સમય ભણે રે, જિનશાસન જયકાર રે પિ—૫

## શ્રી ઉપદેશની સજ્ઝાય

કોરા કાગળની પુતળી, મન તું મેરારે, તેને ફાટતાં ન લાગે વાર, સમજ મન મેરારે. ૧ કાચો તે કુંભ જલે ભર્યો, મન તું મેરા રે, તેને ફાટતાં ન લાગે વાર, સમજ મન મેરા રે, ૨ ગડ લાકડ ગાડું ભર્યું મન તું મેરા રે, ખોખરી હુણી તેની સાથ, સમજ મન મેરારે. ૩ ઘરની લુગાઈ ઘર લગી મન તું મેરા રે, આંગણાં લગી સગી માય, સમજ મન મેરારે. ૪ શેરી લગે સાજન ભલો મન તું મેરા રે, સીમ લગે કુટુંબ પરિવાર, સમજ મન મેરા રે. ૫ શ્મસાન લગે સગો બંધવો મન તું મેરા રે, પછી હંસ એકીલો જાય સમજ મન મેરા રે. ૬ સુંદર વર્ણી ચેહ બલે મન તું મેરા રે, તેનો ધૂમાડો આકાશે જાય સમજ મન મેરા રે. ૭ કોઈ નદી કોઈ સીમમાં મન તું મેરા રે, કોઈ સમુદ્રમાં જાય સમજ મન મેરા રે. ૮ પાંચ આંગળીઓ પુન્ય પાપ મન તું મેરા રે, અંતે સખાઈ થાય સમજ મન મેરા રે. ૯ પંડિત હરખ વિજય તણો મન તું મેરા રે, વૃષભ કહે કર જોડ સમજ મન મેરા રે. ૧૦

## શ્રી સામાન્ય સજ્ઝાય

દીવામાંથી દિવેલ ખુટયું, હવે નથી વાર, મનમાં મસ્તાન હીંડે છોગાં મેલે ચાર, મુરખ મનમાં વિચાર. ૧ મરણ તારે માથે ભમે કોપી રહ્યો કાળ, ઓચિંતાની આવી પડશે, જમ કેરી ધાડ, મુરખ૦ ૨ ઉંચાં મંદિર માળીયાં,

ગોખોનો નહિ પાર, પડે જાશે પડયુ રહેશે, કાઢશે ઘરની બાર૦ મુરખ૦ ૩ લીલા વાસની પાલખી શ્રીફળ જોઈએ ચાર, સુજની દોરી તાણી બાધશે, ઉચકનારા ચાર૦ મુરખ૦ ૪ સગા વહાલા સ્વાર્થીયા, કરશે કાગારોળ, ઝાંપા સુધી વોળાવીને, પાછા વળશે ઝટ મુરખ૦ ૫ વન કેરી કાઠી, છાતી ઉપર ભાર, કંચન વરણી કાયા, બળે ઉડી જાશે, મુરખ૦ ૬ જે મભારે અરિહંત, તેને ઉતારે ભવપાર, લબ્ધિવિજય એમ કહે, કરો ધર્મના કાજ મુરખ મનમા ૭

## શ્રી નવકારવાળીની સજ્ઝાય

અવધુ એમો જ્ઞાન વિચારી, નામે કોણ પુરુષ કોણ નારી, બામણુ કે ઘર નાતી ધોતી, જોગી કે ઘર ચેલી કલમા પઠ પઠ ભઈ રે તુર કેડાતો આપ હો આપ અકેલી –અવધુ૦૧ સસરો મારો બાળો રે ભોળો, સાસુ બાલ કુમારી, પિયુજી અમારો પોઢયો પારણુએ, મે હુ ઝુલાવન હારી અ૦ ૨ નહી હુ પરણી નહી હુ કુંવારી પુત્ર જણુ તન હારી, કાલી દાઢી કો કોઈ નહી છોડચો, તોય હજી હુ બાલ કુમારી અવધુ૦ ૩ અઢી દ્વીપમા ખાટ ખટુલી, ગગન ઓશીકુ તળાઈ, ધરતી કો છેડા આભ પીછોડા, તોય ન મોડ ભરાઈ અવધુ૦ ૪ ગગન મડલમા ગાય વિયાણી, વસુધા દૂધ જ ભાઈ, વલોણુ વલોવે તો તોં, તત્ત્વ અમૃત કોઈ પાઈ અવધુ૦ ૫ નહી જાઉ સાસરીયે નહી જાઉ પીયરીયે, પીયુકો સ્હેજ બીછાઈ, આનંદઘન કહે સુનો ભાઈ સાધુ, જ્યોતિ સે જ્યોતિ મિલાઈ અવધુ૦ ૬

## શ્રી હંસલાની સજઝાય

વણજારો ધુતારો કામણ ગારો, સુંદર વર કાયા છોડ ચલ્યો વણઝારો. વણઝારો ધુતારો કામણ ગારો, એની દેહ-ડલીને છોડ ચલ્યો વણઝારો-૧ એણી રે કાયામાં પ્રભુજી, પાંચ પણીયારણ, પાણી ભરે છે. ન્યારી ન્યારી, સુંદર૦ ૨ એણી રે કાયામાં પ્રભુજી સાત સમુદ્ર, તેનો તે નિરાકાર મીઠો. સુંદર૦ ૩ એણી રે કાયામાં પ્રભુજી, નવસેં નાવડીયાં, તેનો સ્વભાવ ન્યારો ન્યારો. સુંદર૦ ૪ એણી રે કાયામાં પ્રભુજી, પાંચ રતન છે, પરખે પરખણ વાળો. સુંદર૦ ૫ ખુટ ગયો તેલ અને બુજ ગઇ બત્તીયાં, મંદિર મેં પડ ગયો અંધેરો. સુંદર૦ ૬ ખસ ગયો થંભો ને પડ ગઇ દેહીયા, મટ્ટીમાં મીલ ગયો ગારો. સુંદર૦ ૭ આનંદઘન કહે સુનો ભાઇ સાધુ, આવાગમન નિવારો. સુંદર૦ ૮

## શ્રી અસારતાની સજઝાય

(રાગ—પ્રભુ વીરજીણંદ વિચારી)

નથી સાર જગતમાં ભાઇ હવે કરીલે સુકૃત કમાઇ, જીવ જોવું જરૂર તપાસી, ખુબ ભટકયો લાખ ચોરાસી, મલ્યો માનવ તન સરસાઇ. નથી૦૧ તું માતા ઉદરે આવ્યો, દશ માસ કેદ પુરાયો રે, તીહાં ભોગવી બહુ દુઃખ દાઇ. નથી૦ ૨ તું ઉંધે મસ્તકે લટકાયો, તું ઉંચે નીચે પછડાયો રે, આડો આવે તો જાય કપાય. નથી. ૩ જન્મ પ્રસંગની પીડા, જાણે જીવતા નરકના કીડા રે, કોઇ પત્તો ન પાસે ભાઇ. નથી૦ ૪ સહી આધી વ્યાધી ને ઉપાધી, તે પાપની

આઠડી બાંધીરે, કહો કેમ છુટે છોડાય નથી૦ ૫ માત પિતા-સુત તાહરા છે, સઘળા તુજથી ન્યારા છે રે, સહુ સ્વાર્થની છે સગાઈ નથી૦ ૬ સસાર સ્વપ્ના જેવો છે, તેમા ફોગટ પાણી વલોવ્યુ રે, ઠાલી શી કરે ઠકુરાય નથી૦ ૭ ધરે મેરૂ જેવો અભિમાન, પલમાહે થાશે સ્મશાન રે, ડૂબી જશે સબ ચતુરાઈ૦ ૮ સદ્ગુરૂ સુખલડી દે છે, જેવુ દેખે છે તેવુ કહે છે, જો માને તો તારી ભલાય નથી૦ ૮ લાવ્યા પાપ કર્મના ગોદા, છે હારજીતના સોદારે, બધી અસ્થીર બાજી રચાઇ નથી૦ ૯ મલ્યો માનવનો અવતાર, હવે લગરિક ભાર ઉતાર રે, સવાક્રોડની કરીલે કમાઇ નથી૦ ૧૦ મને કેસર મત્રી મનાવો, શુભમતી સોહાગણ લાવો રે, છે ધર્મરત્ન સુખદાઇ૦ નથી૦ ૧૨

## શ્રી અસારતાની સજઝાય

(રાગ-ઓ માડી રે માગી નાડોના ધબકારા)

ઓ જીવડારે તારી મતિ તુ કેમ બગાડે? નહિ ધર્મ પ્રેમ લગાડે, ત્હારી કાલ ઘુઘરી વાગે, ઓ જીવડા રે તુ નર્ક નિગોદે ફસીયો, નહિ ધર્મ ધ્યાનમા વસીયો ત્હારી૦ ૧ ઓ જીવડા રે તુ વિષયના રસને પીતો, પ્રભુ આગમથી નહિ બીતો, તને લાગશે કર્મ ફલીતો ત્હારી૦ ૨ ઓ જીવડા રે કેમ મોહ નિદ્રામા સૂતા? દુ.ખરૂપ પડે શિર જુત્તા; તુ બને વિષયના કુત્તા ત્હારી૦ ૩ ઓ જીવડા રે ત્હારા શ્વાસ આવે ને જાવે, પરલોકની વાટ બતાવે, ધન કણ કચન રહી જાવે, ત્હારી૦ ૪ ઓ જીવડા રે એ દેહ મુસાફીરખાના,

એક દિન થવું છે રવાના, તું સમજી લેને શાણા. ત્હારી૦ ૫ ઓ જીવડા રે તું મારું મારું માને, ત્હારું ભાન નહિ ઠેકાણે, ગફલતમાં રાચે શાને ? ત્હારી૦ ૬ ઓ જીવડ રે તને કર્મે નાચ નચાયા, ઈ નશ્વર કાચી કાયા, તું છોડા જગતની માયા. ત્હારી૦ ૭ ઓ જીવડા રે તારુ ક્ષણ ક્ષણ આયુ તૂટે, ત્હારું આતમ ધન મોહ લૂટે, અણધાર્યા પ્રાણ તે છૂટે. ત્હારી૦ ૮ ઓ જીવડા રે તું જાગ લાગ પ્રભુ ધર્મે, ન પડ તું ખોટા કર્મે; કૂટાતા નાહક ભર્મે. ત્હારી૦ ૯ ઓ જીવડા રે જોતાં જોતાં કેઈ ચલીયા, જઈ મસાણ માંહી મળીયા; થયા રાખ આગથી બળીયા. ત્હારી૦ ૧૦ ઓ જીવડા રે જો આત્મ-કમલમાં રમશો, તો ચોરાસી નહિ ભમશો; લબ્ધિ શિવસુખડા વરશો. ત્હારી૦ ૧૧

## શ્રી નરક દુઃખની સજઝાય

( રાગ—સુણો ચંદાજી સીમંધર પરમાતમ પાસે )

હે સુણ ગોયમજી વીરપયંપે નરક તણા દુઃખ વારતા, પરનારી સંગત જે કરતા, વળી પાપ થકી પણ નહી ડરતા; જમરાયની શંકા નવિ ધરતા. "હે શ્રોતાજનો" નરકના દુઃખો સાંભળતાં હૈડા થરથરે, હે ગુણવંતા ! વીરવાણી સાંભળીને ધર્મ ખજાનો ભરો. ૧ લોહની પુતળીને તપાવે છે, અતિ અગ્નિમય બનાવે છે; તસ આલિંગણ દેવરાવે છે. હે શ્રોતાજનો૦ ૨ પાંચસો જોજન ઉછાળે છે, પછી પકડી ભોય પછાડે છે, પછી તેહની દેહને બાળે છે. હે શ્રોતાજનો૦ ૩ શ્વાન થઈને ફરી તે કરડે છે, ઝાલી

પરમાધામી મરડે છે, વળી તેહની પાછળ દોડે છે હે શ્રોતાજનો૦ ૪ મૃગલા જેમ પાસમા પકડે છે, કરવત કરી તેહને ફાળે છે, વળી પકડીને ભમાવે છે હે શ્રોતા૦ ૫ વળી તેહને શુળીએ આરોપે છે, કાન–નાક પણ તેહના કાપે છે, વળી ભરસાડમા તેને ભારે છે હે શ્રોતા૦ ૬ વળી ખાલ ઉતારી જ્વાલે છે, તાતા તેલમા પણ ઘાલે છે, વિરૂઆ વિપાકો તેહને દેખાડે છે હે શ્રોતા૦ ૭ માસનો આહાર કરાવે છે, એમ નરકમા દુ ખ ઘણા પાવે છે, અતિ ત્રાસમા દુ ખ ગમાવે છે હે શ્રોતા૦ ૮ વળી શરીરમા ખાર મિલાવે છે, એમ પરમાધામી દુ ખ દેખાડે છે, શુભ વીરની વાણીથી શીતળ થાવે છે હે શ્રોતા૦ ૯

## શ્રી શ્રાવકના કર્તવ્યની સજ્ઝાય

( અરણિક મુનિવર ચાલ્યા ગોચરી–એ દેશી )

શ્રાવક કરણી શુદ્ધિ આદરો, ઓળખો ધર્મનાં સ્થાન, સર્વ દિવસમા સાવધ મન કરી, સુણવી શ્રી જિનવાણ શ્રાવક કરણી રે શુદ્ધિ આદરો ૧ જીવદયા જિનવર પહેલી ભણે, ધર્મ સકલની એ માન, જયણા સમજી જીવદયા ધરો, હોય નિજપર સુખ સાત શ્રાવક૦ ૨ જીવદયા વિણુ ધર્મ ટકે નહી, જયણા કારણે તામ, શ્રાવક કુલ જયણાથી શોભતુ, અટકે જીવ વિનાશ શ્રાવક૦ ૩ પ્રહ ઉઠીને લીજે પુજણી, પૂજે ઘરનારે સ્થાન, ઘૃત–ગુડાદિ તેલ તણાં વળી, ભાજન જુઓ સાવધાન શ્રાવક૦ ૪ દહી –દુધ–છાશ ને

શોધ્રી વાવરો, ચાળો લોટ સદાય; ગળ્યા વિના પાણી પીવું નહીં, ભૂમિ જોઈ ઠવો પાય. શ્રાવક૦ ૫ ધાણા-જીરું ને મરચાં મધ્યે, તેમ વળી હળદરમાંય; ખાંડ-લોટ ને ગોળ વિશે, વળી, ઝીણા જીવ થઈ જાય. શ્રાવક૦ ૬ વધુ દિવસ વસ્તુ નવ સંઘરો, રાખો તાજુ તમામ, ચાળી શોધી વસ્તુ વાવરો, જયણા એ કરો કામ. શ્રાવક૦ ૭ ચૂલા દીપક ખુલ્લા નવ ધરો, જેથી જીવ બચાવ; સાવરણીથી જીવદયા પાળે, તેવી તું ઘેર લાવ. શ્રાવક૦ ૮ ચોમાસામાં પગપાળા ચલો, પગરક્ષણ કરી દૂર; જીવદયા જેથી સારી પળે, પ્રકટે પુણ્ય અંકૂર. શ્રાવક૦ ૯ રાત્રી ભોજનથી યોજન વસો, દૂર સદા મહાભાગ, જિનવર તેહમાં પાપ ઘણું ભણે, ધર્મ ધરે નહીં રાગ. શ્રાવક૦ ૧૦ લસણ બટાટા મૂળા થેગ ને, ગાજર શકરકંદ, લીલી હળદળ આદુ ડુંગળી, જમે નહી શ્રાવકવૃંદ. શ્રાવક૦ ૧૧ વાસણ સઘળા ઢાંકેલા ધરો, ખુલ્લાં જીવ વિનાશ, ઝીણા જીવો પણ મરતા રૂવે, સહુને જીવન આશ. શ્રાવક૦ ૧૨ અભક્ષ ભક્ષણ શ્રાવક નવ કરે, કંદમૂલ નવ ખાય, જીવદયા મનમાં ભૂલે નહી, શ્રાવક તે કહેવાય. શ્રાવક૦ ૧૩ શ્રાવક સાત વ્યસન સેવે નહીં, પરનારી પચ્ચખ્ખાણ, અન્યનું ખુરું કદિ ન ચિંતવે, તે શ્રાવક ગુણ ખાણ. શ્રાવક૦ ૧૪ દ્વિદલ ગોરસ શ્રાવક નવી જમે, દહીં-દુધ-છાશ કઠોળ; ક્ષણભર સ્વાદે પાપ ઘણું થશે, સમજો જિનવર બોલ. શ્રાવક૦ ૧૫ હિંસા કાળી નાગણ જાણીને, કાઢો ઘરની રે બાર; ભવભવ સુખ જો જોતું હોય

તો, જીવદયા ચિત્ત ધાર. શ્રાવક૦ ૧૬ જીવદયાથી સિદ્ધિ સપજે, વિનય-ભક્તિ ગુણ થાય, સુન્દર શાસન જિનનું પામીએ,ચરણ મહોદય દાય૦ શ્રાવક કરણી શુદ્ધિ આદરો૦ ૧૭

## શ્રી વૈરાગ્યની સજ્ઝાય

### ( તાલ લાવણી )

ચેતે તો ચેતાવુ તુને રે, પામર પ્રાણી એ ટેક૦ તારે હાથે વપરાશે, તેટલું જ તારુ થાશે, બીજું તો બીજાને જાશે રે પામર૦ ૧ સજી ઘરમાર સારુ, મિથ્યા કહે છે મારુ મારુ, તેમા નથી કશું તારુ રે પામર૦ ૨ માખીઓએ મધ કીધુ, ન ખાધુ ન દાન કીધુ, લૂટનારે લુટી લીધુ રે પામર૦ ૩ ખખેરીને હાથ ખાલી, ઓચીંતુ જવુ છે ચાલી કરે માથા ફોડ ઠાલી રે પામર૦ ૪ સાહુકારીમા સવાયો, લાખોપતિ તુ લેખાયો, કહે સાચું શુ કમાયો રે? પામર૦ ૫ કમાયો તુ માલ કેવો, તારી સાથે આવે એવો, અવેજ તપાસ એવો રે પામર૦ ૬ હજી હાથમા છે બાજી, કર તુ પ્રભુને રાજી, તારી મુડી થાશે તાજી રે પામર૦ ૭ હાથમાથી બાજી જાશે, પછીથી પસ્તાવો થાશે, કશું ન કરી શકાશે રે પામર૦ ૮ ખોળામાથી ધન ખોયુ, ધૂળથી કપાલ ધોયુ, જાણપણું તારુ જોયુ રે૦ પામર૦ ૯

## શ્રી ઓઘાની સજ્ઝાય

સુગુણ નર એ કોણ પુરુષ બનાયો, મુજ દેખણશે સુખ પાયો, સુગુણ૦ ૧ નિર્મળ તનુ બહુ નારી મળીને,

પુરુષ એક બનાયો, માતાપિતા વિણ બેટા જોયો, સકળ જંતુ સુખદાયો. સુગુ૦ ૨ હાથ પગ દીસે નહી ઉનકા, શિર પર કેશ ન સોહે; ખાવે ન પીવે ન નિંદ્રા ન લેવે, તોયે પુષ્ટ બનાયો. સુગુ૦૩ ધોતી કબજો કોટ ન પહેરે, ખભે પછેડી ન દીસે; મસ્તકે મુગટ નહી ગળે ભૂષણ, તોહી રૂપ વિશેષે. સુગુ૦ ૪ નયણ રહિત નિત્ય યતના કરતો, જીવ દયા નિત્ય પાળે; નરનારી શું રંગે રમતો; દુર્ગતિ દોષ નિવારે. સુગુ૦ ૫ દેવ ગુરૂ ચરણે સદા નમતો, સુમતિ કે મન ભાયો, કુમતિ કુનારી કો કાજ સરે નહિ, યોગી કે પાસ રહાયો. સુગુ૦ ૬ દોય અક્ષર છે સુંદર તેહના, અનુભવ લીલા વરજો, રવિ વહે સહુ સજ્જન જનને, અર્થ લઈ આદરજો. સુગુ૦ ૭

## પંડિત શ્રી જેતસીમુનિકૃત દશવૈકાલિક સજઝાય

### શ્રી પ્રથમાધ્યયન સજઝાય

ધર્મમંગલમહિમાનિલો, ધરમ સમો નહીં કોય, ધર્મ સૂધે નમેં દેવતા, ધરમેં શિવ સુખ હોય. ૧ "ધર્મ." જીવદયા નિત પાલીયે, સંયમ સત્તર પ્રકાર, બારે ભેદે તપ તપેં, ધર્મ તણો એ સાર૦ ૨ "ધર્મ." જિમ તરુવરને ફૂલડે, ભમરો રસ લે જાય, તિમ સંતોષે સાધુ આતમા, ફૂલ પીડા નવિ થાય. ૨ "ધર્મ૦" ઇણવિધિ વિચરે ગોચરી, વહિરે, શુદ્ધ આહાર–ઉચનીચ મધ્યમ કુલે–ધનધન તે અણગાર. ૪ ધર્મ૦ મુનિવર મધુકર સમ કહ્યા, નહિં નિશ્રા નહિં લોભ; લાધે ભાડો ધેં દેહીને, અણ લાધે સંતોષ. ૫ ધર્મ૦

અધ્યયન પહિલો દ્રુમપુષ્પીને, સખરા અરથ વિચાર, પુન્ય કલસ શિષ્ય જૈતસી, ધર્મે જય જયકાર ૬ ધર્મ૦

## શ્રી દ્વિતીયાધ્યયન સજઝાય

દીક્ષા દોહિલી આદરીજી, કામભોગફલ છાડ, સંકલ્પ વસે ઉખપગપગેજી, વૈરાગે રંગ માડ ૧ મુનીસર ધનધન તે અણગાર, ભોગ તજી જોગ આદરેજી, તેહને હું બલિહાર મુનીસર ધનધન તે અણગાર ૨ મનવાલે ભૂલો ચૂકતોજી, ન કરે ઢીલ લગાર, જાએ ન કો જગ કેહનોજી, કુણ હું કુણ તે નારિ મુની૦ ૩ કરિ આતપના આકરીજી, કોમલ મ કરે દેહ, રાગ દ્વેષ તજી પાડૂઆજી, જિમ સુખ પામે અછેહ મુની૦ ૪ અગ્નિ કુંડ જલતે પડેજી, અગ ધન કુલ સાપ, વમ્યુ ન વાછે વિષ વલિજી, તિમ આપણે કુલ ચાપ૦ મુની૦ ૫ ધિગધિગ તું જસ વાછતોજી, વાછે વમ્યુ આહાર, જીવયાથી મરવો ભલોજી, નિર્લજ ન લાજે લિગાર ૬ મુની૦ નારિ સારિ પારકીજી, દેખી દેખી મત ભૂલ, વાઉ અંકોલ્યા તરૂપરેજી, અથિર હુઈ સહુ લીર ૭ મુની૦ જિમ હાથી અંકુશવશેજી, થિરઠામ આવ્યો રહનેમ, રાજી મતી સતી બુઝવ્યોજી સ્થિરઠામ આવ્યો રહનેમ ૮ મુની૦ અધ્યયન ખામણ પુષ્પિયાજી, સખરા અરથ વિચાર, પુન્ય કલશ શિષ્ય જૈતસીજી, પ્રણમે સૂત્ર સુખકાર ૯ મુની૦

## શ્રી તૃતીયાધ્યયન સજ્ઝાય

સુધા સાધુ નિર્ગ્રંથ આધે, મુક્તિનો પંથ આતમ સંબ ચ્યો એ, સંબર આદર્યો એ ૧ -દૂષણટાલે દીખ, તેહને

એહવી શીખ, વીર જિનવર કહેએ, મુનિવર સંરદહે એ. ૨ ઉદ્દેશક આદિ દેય, એહવા પિંડ ન લેય, કૃતકડ જાણિયે એ. સામ્હા આણિયે એ. ૩ લેવે ન રાઈભિત્ત, ન જીમેં ગૃહિને પત્ત, રાયપિંડ ન આદરે એ, સજ્યાતર પરિહરે એ. ૪ રાખે ન સંનિધિરાય, દાન શાલા નવિ જાય, વાય ન વીંજણો એ, રાગ ન રીંજણોએ. ૫ ચોવાચંદન ચંપેલ, તન ન લગાડે તેલ, જોવે નહિં આરશીએ, તે ગુરુ તારસીએ, ૬ ખેલે ન પાસાસાર, તે કિમ ખેલે માર, છત્ર નવિ શિર ધરે એ, ગૃહી સંગતિ પરિહરેએ.૭ માંચાં ખાટ પલંગ, તજે ચિકિત્સાઅંગ, જૂતિ નવી પગતલે એ, જીવદયા પલે એ.૮ આદરે તીન રતન્ન, છોડે તીનજતન્ન,કોડ કોડ મોલના એ, અગનિ જલ અંગનાએ. ૯ મૂલા-આદિ કંદ, મૂલ સચિત્ત બીજ, ફલ ફૂલ, તજે તિમ સેલડીએ, લૂણ ધૂપ ન વડી એ. ૧૦ વમન વિરેચન કર્મ, કરી ન ગમાવે ધર્મ, દાંતે દાંતણ ન ઘસેએ, ન લગાડે મિસિ એ. ૧૧ પહિરે નહીં હીરચીર, સોભા ન કરે શરીર, પીઠી ન મંજણિ એ, આંખિ ન આંજણિ એ. ૧૨ સૂત્રમેં બાવન બોલ, વરજે સાધુ અમોલ, તપ કિરિયા કરી એ, પહુંચે શિવપુરી એ. ૧૩ નામે એ ખુડ્ડીયાર અજ્ઝયણ, તીજોસાર, અરથ અનેક છે એ, જૈતસી મનરુચે એ. ૧૪

### શ્રી પજુષણની સજ્ઝાય

પર્વ પજુષણ આવીયાં રે લોલ, કીજે ઘણું ધર્મ ધ્યાન રે ॥ ભવિકજન૦ ॥ આરંભ સકળ નિવારીએ રે લાલ, જીવોને દીજે અભયદાન રે ॥ ભ૦ ॥ પર્વ૦ ૧

સઘળા માસમા માસ વડો રે લાલ, ભાદ્રવ માસ સુમાસરે ભ૦ તેહમા આઠ દિન રૂઅડા રે લાલ, કીજે સુકૃત ઉલ્લાસ રે ભ૦ પર્વ૦ ૨ ખાંડણુ પીસણુ ગારના રે લાલ, નાત્રણુ ધોવણુ જેહરે ભ૦ એવા આરભને ટાલીએ રે લાલ, વ છો સુખ અછેહરે૦ ભ૦ પર્વ૦ ૩ પુસ્તક વાસી ન રાખીયે રે લાલ, ઓચ્છવ કરીએ અનેક રે ભ૦ ઘર સારૂ વિત્ત વાવરો રે લાલ, હઇડે આણી વિવેક રે ભ૦ પર્વ૦ ૪ પૂજી અર્ચીને આણીએ રે લાલ, સદ્દગુરૂની પાસ રે ભ૦ ઢોલ દદામા ફેરીયારે લાલ, મ ગલિક ગાવો ભાસ રે ભ૦ પર્વ૦ ૫ શ્રીફળ સરસ સોપારીયો રે લાલ, દીજે સ્વામીને હાથ રે ભ૦ લાભ અનન્તા બતાવીયારે લાલ, સ્વય સુખ ત્રિભુવન નાથરે ભ૦ પર્વ૦ ૬ નવ વાચના કલ્પસૂત્રની રે લાલ, સાભળો શુદ્ધ ભાવરે ભ૦ સ્વામિ વત્સલ કીજીએરે લાલ, ભત્રજળ તરવા નાવ રે ભ૦ પર્વ૦ ૭ ચિત્તે ચૈત્ય જુહારીએ રે લાલ, પૂજા સત્તર પ્રકાર રે ભ૦ અ ગપૂજા સદ્દગુરૂ તણી રે લાલ, કીજીએ હર્ષ અપાર રે ભ૦ પર્વ૦ ૮ જીવ અમારી પળાવીએ રે લાલ, તેહથી શિવસુખ હોય રે ભ૦ દાન સંવત્સરી દીજીએ રે લાલ, ઈણુ સમો પર્વ ન કોઈ રે ભ૦ પર્વ૦ ૯ કાઉસગ્ગ કરીને સાભળો રે લાલ, આગમ આપણે કાનરે ભ૦ છટ્ઠ અટ્ઠમ તપ આકરા રે લાલ, કીજે ઉજ્વલ ધ્યાન રે ભ૦ પર્વ૦ ૧૦ ઈણુ વિધિ પર્વ આરાશેરે લાલ, લેશે સુખની કોડ રે ભ૦ મુક્તિ મન્દિરમાં માલશુ રે લાલ, મતિ હ સ નમે કરજોડરે. ભ૦ પર્વ૦ ૧૧

## શ્રી પર્યુષણ પર્વની સજઝાય

દેશી યતની ।। સખી પર્વ પજુષણ આવ્યા, ભવિજનના મનમાં ભાવ્યા, એમાં આશ્રવ પાંચ હટાવ્યા, એ તો સર્વ જીવસુખ પામ્યા સનેહી પર્વ પજુષણ સેવો, એતો સેવી શિવ સુખ લેવો સનેહી પર્વ૦ ૧ શ્રીવીર જિનેશ્વર ભાખે, એ પર્વ સેવો શ્રુતસાખે, શ્રીભદ્રબાહુ સ્વામી દાખે, એ તો કલ્પસૂત્ર ઇમ સાખે. સ૦ પર્વ૦ ૨ આઠ દિવસ અમર પલાવે, જિન ચૈત્યે પૂજા રચાવે, કલ્પસૂત્ર ઘરે પધરાવે, દેવે રાત્રિજાગો ભલે ભાવે સ૦ પર્વ૦ ૩ રથહયવરગજ સણગારે, શાસનની શોભા વધારે, વાજિંત્રધ્વનિ મનુહારે, વરઘોડો સજે દિલસારે. સ૦ પર્વ૦ ૪ આડંબર કરીને લાવે, શ્રીકલ્પસૂત્ર શુભભાવે, સદ્‌ગુરુને હાથે ઠાવે, સુહવમિલ મંગલગાવે. સ૦પર્વ૦૫ સદ્‌ગુરુની-મીઠી વાણી, સુણો ચઉવિહ સંઘ ગુણ ખાણી, મનમાં અતિ ઉલ્લટ આણી, સંસાર તરે ભવિ પ્રાણી. સ૦ પર્વ૦ ૬ ઇકવીશવાર સુણીજે, પૂજા પરભાવના કીજે, છટ્ઠ અટ્ઠમ ચૌથ કરીજે, સુણી વીરજન્મ જસલીજે સ૦ પર્વ૦ ૭ આષાઢ ચોમાસેથી જાણો, પચાસ દિવસ પરમાણો, સંવત્સરીપર્વ કહાણો, ભાખે શ્રીજિનવર ભાણો. સ૦ પર્વ૦ ૮ ઇસ પર્વ આરાધન કરીયે, પંચકારણ મનમાં ધરીયે; શ્રીજિનવાણી અનુસરીયે, કૃપાચંદ્રસૂરિ જસ વરીયે. સ૦ પર્વ૦ ૯

## શ્રી દિવાલીની સજઝાય

હાંરે મારે ઠામ ધર્મના સાઢા પચવીશ દેશજો, એ દેશી. હાંરે મારે દીવાલી દિન આવ્યો સુજની જાણજો, વીર-

જીનેશ્વર અંતિમ ચઉમાગી રહ્યારે લો૦ ૧- હારે મારે પાવા પુરીમા વસિયા ત્રિભુવન નાથજો, સોલે પહોર લગે દેશના દીધી સુખકરરે લો૦ હારે મારે પુન્યપાલ રાજા પૂછે સુહણાનો અર્થજો, ભાવી ફલ કહ્યો પ ચમ આરાનો સહીરે લો૦ ૩ હારે મારે ગૌતમ સ્વામીને મૂકયા બોધન કાજજો, અમાવસની રજનીયે પ્રભુ શિવ વર્યારે લો૦ ૪ હારે મારે ચોમઠ સુરપતિ આવ્યા તતખિણ તામજો, કલ્યાણક નિર્વાણનો ઉચ્છવ ઓ કર્યુ રે લો૦ ૫ હારે મારે પાછા વલતા ગૌતમ જાણ્યે નિર્વાણજો વજાહતપરે મુર્છિત થઇ જાગૃત થયારે લો૦ ૬ હારે મારે વિવિધ વિલાપ કરે શ્રી ગૌતમ સ્વામી જો, વીતરાગ થઈ કેવલ લચ્છી પામીયા રે લો૦ ૭ હારે મારે કાશીકોમલ દેશતણા ગણુરાયજો, અઢારે મિલિ પોસહવિધિશુ આદર્યો રે લો૦ ૮ હારે મારે ભાવઉદ્યોત ગયા થકા દ્રવ્યઉદ્યોતજો, રયણુ મુકીને દીવાલી કરી તિન સમેરે. લો૦ ૯ હારે મારે ગૌતમ કેવલ મહિમા કરે ઇંદ્રજો, ભાઈબીજ જમાડયો બેહનીયે ભાઈનરે લો૦ ૧૦ હારે મારે દીવાલીનો છઠ્ઠ કરી ચૌવીહારજો, સોલ પહોરનો પોસહતપ આરાધિયેરે લો૦ ૧૧ હારે મારે ગુણુનો કરી પરભાતે મંગલ કાજજો, ગૌતમસ્વામીનુ એકાસણો કરે ભાવશુ રે લો૦ ૧૨ દીવાલી પર્વ લોકોત્તર લોકીકજો, પરસિંધ થયો કારતિક વદિ અમાવસે રે લો૦ ૧૩ હારે મારે પર્વારાધન કરો ભવિ મન ઉછરંગ જો, જિનકૃપાચંદ્રસૂરિ કહે સુખ સંપત્તિ વરોરે લો૦ ૧૪

## આજ આપે આલો સુદિયા સિદ્ધાચલગિરિ જઇયે.

(એ દેશી)

પર્વ પજુષણ આવ્યા સજની, ચાલો આપણ જઈએ, દેવગુરુના દરશણ કરીને, મનવાંછિત ફલ લઈએરે. પર્વ૦ ૧ અઠાહિ મેં અમર પડાવી, જીવ જયણા વતાવી, સર્વ જીવ સુખકારી જગમે, જૈનધર્મ મન લાવીરે પ૦ ૨ કલ્પ સત્ર વરઘોડો કરીને, સુણો વખાણ ચિતલાયી, પડિવારે દિન મંગલકારી, વીરજન્મ, સુખદાયી રે૦ ૫૦ ૩ સિદ્ધારથ રાજા ઘર સુખકર, દિગકુમારી મિલ આઈ, સૂતિકર્મ કરી પ્રભુ માતાને, સ્નાન કરાવે વર દાઈ રે ૫૦ ૪ ચોસઠ ઇંદ્ર સુમેરૂ શિખર પર, સ્નાત્ર કરે રંગ લાઈ, બત્રીસ ક્રોડ સોનઈયા વરસાઈ, પ્રભુજીને નિજઘર લાઈ રે ૫૦ ૫ બાલપણે આમલકી ક્રીડા કરિ, મહાવીર નામ પાયો, લેખકશાળા જઈને આવ્યા, જયજયકાર વરતાયોરે. ૫૦ ૬ મિગશરવદિ દશમી દિન દીક્ષા, લીની મનમાં ઉમંગે, પરિષહ રિઉબલ દૂર નિવારી. કેવલ લહયો સુખ સંગેરે. ૫૦ ૭ ચઉવિહ સંઘને થાપી જગતગુરુ, વિચર્યા દેશવિદેશ, કાતિવદિ અમાવસ રાતે, સિવપદ પામ્યો જિનેશરે ૫૦ ૮ ષટકલ્યાણક વીર પ્રભુના, ભદ્રબાહુ સ્વામી ભાખે, શ્રી જિનકૃપાચંદ સૂરિ સેવો, કલ્પ સૂત્રની સાખેરે૦ ૫૦ ૯

## શ્રી પજુષણની સજઝાય.

આજ મારે મન વસ્યારે, ભવિજન પર્વ પજુસણ મોટા; હોળી બળેવ ને નોરતા, જાણો એ સર્વે છે ખોટા.

આજ૦૧ ચોથ છઠ્ઠ અઠ્ઠમ અઠ્ઠાઇ, માસક્ષમણ પણ કરીએ, દેવ ગુરુ આણા મન ધરીએ, તો ભવ સાયર તરીએ. આ૦ ૨ અઠ્ઠાઇ ઘરનો પોસો લીજે, ગુરૂ વાણી રસ પીજે, કલ્પ ઘરે પધરાવો ભગતે, ભાવે મન ઉલસીજે આજ૦ ૩ કુવર ગયવર ખંધ ચડાવો, ઢોલ નિશાન વજડાવો, કલ્પ-સૂત્ર ગુરૂ પાસે રાખી, પૂજા ભાવના ભાવો. આજ૦ ૪ તેલાધર દિન રૂડો જાણી, કાઠીયા તેરને વારો, સંવત્સરી દિન બારસે સુણીને, ક્રોધ કષાયને મારો, આ૦ ૫ મન વચન કાયાએ જે કીધા, પાપકર્મ જે કૂડાં, મિચ્છામિ દુક્કડ દઈ કરીને, પડિક્કમણુ કરો રૂડા આ૦ ૬ સરલ ચિત્ત આણી મન વાળી, જે નરનારી ભણશે, કહે લઘુ બાળક નીતિ વિજયનો, અવિચલ લીલા વરશે આ૦ ૭

## શ્રીતિલોકસુંદરીની સજઝાય

વહાણમા રૂવે રે તિલોકસુંદરી રે, કરી અતિશે વિલાપ, પીયુજી પીયુજી કરી ઝંખે ઘણું રે, ધરતી મનમા સંતાપ વહાણ૦૧ મધ્ય દરીયે વ્હાણ ચાલતા રે, ઉદય થયા સર્વે પાપ, પડતા પીયુજી તે સમુદ્રમારે, અળગા થઇ આપોઆપ વહાણ૦ ૨ ખરો વેરી થયો આ વાણીયો રે, કીધો જેણે કાળો કેર, નિરાધાર કીધી છે મુજને રે, લીધુ કાંઈ જન્મનુ વેર વહાણ૦ ૩ મારા રૂપમા મોહ્યો તે વાણીયો રે, કુબુદ્ધિનો કરનાર, કાળી રાતે મારા કંથને રે, નાખ્યો સમુદ્ર મોઝાર વહાણ૦ ૪ ઉંચે આભ નીચે નીર છે રે, અંધારી છે તેમા રાત, નજરે ન દેખુ મ્હારા

નાથને રે, પામ્યા સમુદ્ર આઘાત. વહાણુ૦ ૫ દૂર રહ્યું છે પીયરે સાસરૂ રે, ખુટી બેઠો જમ બાર; પ્રભુ હવે અમારૂં કો નહિ રે, છે જગનાથ આધાર. વહાણુ૦ ૬ કુશળ કરો મુજ કંથનું રે, છો પ્રભુ દીન દયાળ; વેળા પડી વિઘન દુઃખની રે, હું છું અજ્ઞાની જ બાળ. વહાણુ૦ ૭ અન્ન જળ લેવાને મુજને રે, આખડી રે મહારાજ; ધ્યાન ધરતી રે જીનરાજનું રે, વાંછે પ્રભુની રે સહાય. વહાણુ૦ ૮ હીરવિજય ગુરૂ હીરલો રે, વીરવિજય ગુણ ગાય; લબ્ધિ-વિજય ગુરૂ રાજીયો રે, તેના નમુ હું રે પાય. વહાણુ૦ ૯

## શ્રી નવપદજીની સજઝાય

શ્રી મુનિચંદ્ર મુનીશ્વર વંદીએ, ગુણવંતા ગણધાર, સુજ્ઞાની, દેશના સરસ સુધારસ વરસતા, જિમ પુષ્કળ જળધાર. સુ૦ શ્રી૦ ૧ અતિશય જ્ઞાની પર ઉપકારીઆ, સંયમ શુદ્ધ આચાર. સુ૦ શ્રી શ્રીપાળ ભણી જાપ આપીઓ, કરી સિદ્ધચક્ર ઉદ્ધાર. સુ૦ શ્રી૦ ૨ આંબિલ તપ વિધિ શીખી આરાધીયો, પડિક્કમણાં દોય વાર; સુજ્ઞાની. અરિ-હંતાદિક પદ એક એકનો, ગણણું દોય હજાર. સુ૦ ૩ પડિલેહણ દોય ટંકની આદરે, જિનપૂજા ત્રણકાળ; સુ૦ બ્રહ્મચારી વળી ભોંય સંથારિયે, વચન ન આળ પંપાળ-સુ૦ શ્રી૦ ૪ મન એકાગ્ર કરી આંબિલ કરે, આસો ચૈતર માસ; સુ૦ શુદિ સાતમથી નવ દિન કીજીએ, પૂનમે ઓ-ચ્છવ ખાસ. સુ૦ શ્રી૦ ૫ એમ નવ ઓળી એકાદશી આંબિલે, પૂરી પૂરણ હર્ષ; સુ૦ ઉજમણું પણ ઉદ્યમથી કરે, સાડા

ચારેરે વર્ણ સુ૦ શ્રી૦ ૬ એ આરાધનથી સુખ સંપદા, જગમાં કીર્તિ રે થાય, સુ૦ રોગ ઉપદ્રવ નાસેં એહથી, આપદા દૂરે પલાય સુ૦ શ્રી૦ ૭ સંપદા વાધે અતિ સોહામણી, આણા હોય અખંડ, સુ૦ મંત્ર જંત્ર તંત્ર મોહતો, મહિમા જાસ પ્રચંડ સુ૦ શ્રી૦ ૮ ચક્કેસરી જેહની સેવા કરે, વિમલેશ્વર વળી દેવ, સુ૦ મન અભિલાષ પૂરે સવિ તેહના, જે કરે નવપદ સેવ સુ૦ શ્રી૦ ૯ શ્રીપાળે તેણીપરે આરાધીઓ, દૂર ગયો તસ રોગ, સુ૦ રાજઋદ્ધિ દિન દિન પ્રત્યે વાધતો, મનોવછિત લહ્યો ભોગ સુ૦ શ્રી૦ ૧૦ અનુક્રમે નવમે ભવ સિદ્ધિ વર્યા, સિદ્ધચક્ર સુપસાય, સુ૦ એણી પરે જે નિત્ય આરાધશે, તસ જસવાદ ગવાય. સુ૦ શ્રી૦ ૧૧ સંસારિક સુખ વિલસી એ, કરીએ કર્મનો અંત સુ૦ ઘાતી અઘાતી ક્ષય કરી ભોગવો, શાશ્વત સુખ અનંત સુ૦ શ્રી૦ ૧૨ એમ ઉત્તમ ગુરૂ વયણ સુણી કરી, પાવન હુઆ બહુ જીવ, સુ૦ પદ્મવિજય કહે એ સુરતરૂ સમો, આપે સુખ સદૈવ સુ૦ શ્રી૦ ૧૩

### શ્રી આંબિલ તપની સજઝાય.

સરસ્વતી સ્વામિની કરો સુપસાયરે, સુંદરી તપનો ભાખું સજઝાયરે, ઋષભદેવ તણી અંગ જાતરે, સુંદરીની સુનંદા માતરે, ભવિજન ભાવે એ તપ કીજેરે, મનુજ જન્મનો લહાવો લીજેરે, સુંદરીને આજ્ઞા નવિ દીધીરે, ભરત જાણે મુજ થાશે નારીરે, એ મુજ પ્રાણ થકી છે પ્યારીરે, ભવિ૦ ૨ ભરતરાય જબ ષટ્ખંડ સાધ્યોરે, સુંદરીએ તપ માંડી

આરાધ્યોરે, સાઠ હજાર વર્ષ લગે સારરે, આંબિલ તપ કીધો નિધાંરરે ભવિ૦ ૩ ચૌદ રત્નને નવ નિધાનરે, લાખ ચોરાશી હાથીનું માનરે, લાખ ચોરાશી જેહને વાજીરે, ભરતરાય આવ્યા તબ ગાજીરે. ભવિ૦ ૪ ભરતરાય મોટા નર દેવરે, દોય સહસ યક્ષ કરે સેવરે, અયોધ્યા નગરીએ ભરતજી આવ્યારે, મહિલા સર્વે મોતીડે વધાવ્યારે. ભવિ૦ ૫ આ કુણ દીસે દુર્બળ નારીરે, સૌ કહે સુંદરી બ્હેન તુમારીરે, કહે તુમે એને દુબળી કીધીરે, મુજ બેનડીની ખબર ન લીધીરે. ભવિ૦ ૬ સહુ કહે આંબેલનો તપ કીધોરે, સાઠ હજાર વરસ પ્રસિદ્ધોરે, જાઓ તુમે બેનડી દીક્ષા પાળોરે, ઋષભદેવનું કુલ અજવાળો રે. ભવિ૦ ૭ ભરતરાયની પામી શિક્ષારે, સુંદરીએ તવ લીધી દીક્ષારે, કર્મ ખપાવીને કેવળ પામીરે, કાંતિવિજય પ્રણમે શિર નામીરે. ભવિ૦ ૮.

## શ્રી રત્નચિંતામણિની સજઝાય

આ ભવ રત્નચિંતામણિ સરખો, વારોવાર ન મળશેજી ।। ચેતી શકે તો ચેતજે જીવડા, આવો સમય નહિ મળશેજી ।। આ ભવ૦ ।।૧।। ચાર ગતિ ચોરાશી યોનિ, તેમાં તું ભમી આયોજી ।। પુણ્ય સંયોગે સ્વપ્ન સંગતે, માનવનો ભવ પાયોજી ।।આ૦ ।।૨।। વહેલો થા તું વહેલો જીવડા, લે જિનવરનું નામજી ।। કુગુરૂ કુદેવ કુધર્મને છંડી, કીજે આતમ કામજી ।। આ૦ ।।૩।। જેમ કાઠયારે ચિંતામણિ લાધો, પુણ્ય તણે સંયોગજી ।।

કાકરાની પરે નાખી દીધો, ફરી નહિ મળવા જોગજી ॥ આ૦ ॥૪॥ તેહની વચ્ચે તુ બેઠો જીવડા, કાળ આહેડી નિકાશેજી ॥ એક કાળે તું આવ્યો જીવડા, એક કાળે તુ જાશેજી ॥ આ૦ ॥૫॥ ધન્ય સાધુ જે સંયમ પાળે, સુધો મારગ દાખેજી ॥ સાચુ નાણુ ગાઠે બાધે, ખોટે દ્રષ્ટિ ન રાખેજી ॥ આ૦ ॥૬॥ માત પિતા દારા સુત બાંધવ, બહુવિધમા વિરતિ જોડેજી ॥ તે માહેથી જો કાજ સરે તો, સાધુ ઘર કેમ છોડેજી ॥ આ૦ ॥૭॥ માયા મમતા વિષય સહુ છડી, મ વર ક્ષમા એક કીજેજી ॥ ગુરૂ ઉપદેશ સદા સુખકારી, સુણી અમૃત રસ પીજેજી ॥ આ૦ ॥૮॥ જેમ અજલિમા નીર ભરાણુ, ક્ષણ ક્ષણ ઓછુ થાયજી ॥ ઘડી ઘડીએ ઘડીયાળા વાજે, ક્ષણ લાખિણો જાયજી ॥ આ૦ ॥૯॥ માનવભવ મન શુદ્ધે કીજે, શિવરમણી ફળ પામીજેજી ॥ માનવભવ મુક્તિનો કામી, તેમા ભરોસો શાનો લીજેજી ॥ આ૦ ॥૧૦॥ દેવ ગુરૂ તમે દ્રઢ કરી ધારો, સમકિત શુદ્ધ આરાધોજી ॥ ષટ કાય જીવની રક્ષા કરીને, મુક્તિનો પથજ સાધોજી ॥ આ૦ ૧૧ ॥ હેડા ભીતર મમતા રાખો, જનમ ફરી નવિ મળશેજી ॥ કાયર તો કાદવમાં ખુત્યા, શૂરા પાર ઉતરશેજી ॥ આ૦ ॥૧૨॥ ગુરૂ કંચન ગુરૂ હીરા સરિખા, ગુરૂ જ્ઞાનના ખડીયાજી ॥ કહે અક્ષયરામ ગુરૂ ઉપદેશે, જીવ અનંતા તરિઆજી ॥ આ૦ ॥૧૩॥

## શ્રી સિદ્ધપદ વર્ણન સઝઝાય.

શ્રી ગૌતમસ્વામી પૃછા કરે, વિનય કરિ શીશ નમાય પ્રભુજી, અવિચલ સ્થાનક મેં સુણ્યો, કૃપા કરી મોય વતાય પ્ર૦ સિવપુર નગર સોહામણું. ૧ આઠ કર્મ અલગા કરી. સાર્યાં આતમ કાજ પ્ર૦ છૂટા સંસારના દુઃખ થકી, રહુવાશે તિહાંગમ પ્ર૦ શિ૦ ૨ વીર કહે ઉર્દ્ધ્વ લોકમાં, સિદ્ધ શિલાતણો ઠામ હો ગૌતમ, સ્વર્ગપુરિ તે ઉપરે, તેહનાવારે નામ હો ગૌ૦ શિ૦ ૩ લાખ પિસ્તાલીશ જોયણા, લાંબી પોલી જાણુહો ગૌ૦ આઠ જોજન જાડી વિચે, છેડે માંખી પાંખ માણુ હો ગૌ૦ શિ૦ ૪ ઉજવલહાર મોતિતણા, ગોદુધ સંખ પ્રમાણ હો ગૌ૦ તે થકી ઉજલી અતિ ઘણી, ઉલટી છત્રસંગ ઠાણ હો ગૌ૦ સિ૦ ૫ અર્જુન સ્વર્ણ સ્વર્ણ સમ દીપતી. ધઠારી મઠારી જાણુહો ગૌ૦ સ્ફટકરતન થકી નિરમલી, સુઆલી અત્યંત વખાણ હો ગૌ૦ શિ૦ ૬ સિદ્ધસિલા ઉલ્લંઘી ગયાં, અધર રહ્યા સિદ્ધ રાજ હો ગૌ૦ અલોકસું જાઈ અડયા, સાર્યા આતમ કાજ હો ગૌ૦ શિ૦ ૭ જનમ નહી મરણ નહી, નહિ જરા નહિ રોગ હો ગૌ૦ વૈરી નહીં મિત્રો નહી, નહી સંજોગ વિયોગ હો ગૌ૦ શિ૦ ૮ ભૂખ નહીં તિરખાન નહીં હરખ નહી નહી સોક હો ગૌ૦ કરમ નહી કાયા નહીં. વિષયરસ નહી યોગ હો ગૌ૦શિ૦૯ શબ્દ રુપરસગંધ નહીં, ફરસનહીં નહી વેદ હો ગૌ૦ બોલે નહીં ચાલે નહી, મોનપણું નહી ખેદ હો ગૌ૦ શિ૦ ૧૦ ગામ નગર એકો નહીં, વસતી નહી ઉજાડ હો ગૌ૦ કાલ તિહાં

વરતે નહી, નહી રાતદિવસ તિથિવાર હો ગૌ૦ શિ૦ ૧૧ રાજા નહિ પરજા નહી, નહી ઠાકુર નહીં દાસ હો ગૌ૦ મુકિતમે ગુરૂ ચેલો નહિ, નહિ લઘુ વડાઈ વાસ હો ગૌ૦ શિ૦ ૧૨ અનત સુખમે ઝીલ રહ્યા અરૂપી જ્યોતં પ્રકાશ હો ગૌ૦ મહુ કોઈને સુખ સારિખા, સઘલાને અવિચલ રાજ હો ગૌ૦ શિ૦૧૩ અનંતા સિદ્ધ મુગતે ગયા, વલી અનતા જાય હો ગૌ૦ અવર જગ્યા રૂધે નહી, જોતમા જોત સમાય હો ગૌ૦ શિ૦ ૧૪ કેવલ જ્ઞાને સહિત છે, કેવલ દર્શન ખાસ હો ગૌ૦ ક્ષાયકસમકિત દીપતા, કદય ન હોવે ઉદાસ હો ગૌ૦ શિ૦ ૧૫ સિદ્ધસ્વરૂપ જે ઉલખે, આણી મન વૈરાગ હો ગૌ૦ શિવ રમણી વેગે વલી, નય કહે સુખ અથાગ હો ગૌ૦ શિ૦ ૧૬

## શ્રી મૂરખની સજ્ઝાય

માયાને વશ ખોટુ બોલે, પુણ્યની વાત બિગાડે રે, ઊંડા જળમા જે નર પેસે, બીજાને બુડાડે રે. મુરખડા લોકો આતમ અનુભવ જાણો ૧ એ આકણી ચુવા ચદન અગ લગાવે, જે નર હીયડે આછા રે, તેહવું ભલપલુ તો હુ જાણુ, જો જમને વાળે પાછા રે મૂ૦ ૨ પાપ સઘાતે માયા માડે, મોહતણે વશ પડિયારે, મારૂ મારૂ કરતા હીંડે, તે નર કર્મે નડિયારે મૂ૦ ૩ અહકારીને લોભ ઘણો રે, મનમા રાખે કાતી રે, જીવનણી જયણા નહીં જાણે, તે મરિઓ નહી ઘાતી રે મૂ૦ ૪ રૂડુ કહેના રીશ ચઢાવે, રાચે મૂરખ આયે રે, પાપતણી ગાડલડી બાધી, મરવુ

લીધું માથે રે, મૂ૦ ૫ ઘોડા વહેલ પાલખીયે ચઢવું, ભોંય પગલું નવિ ધરવું રે, ભાત ભાતનાં ભોજન કરવા, તોએ આખર મરવું રે, મૂ૦ ૬ હાથીની અંબાડીયે ચઢવું, ઉપર છત્ર તે ધરવું રે, આગળ પાળા દોડ કરે પણ, તોએ આખર મરવું રે, મૂ૦ ૭ નોબત ને નિશાન ગડગડે, હાકેમ થઇને ફરવું રે, આગળ હાથી બેસણ હાથી, તો એ આખર મરવું રે. મૂ૦ ૮ ગર્વે માતો દ્રવ્યે તાતો, મારૂં મારૂં કરવું રે, રળી રળી ભંડાર જ ભરિયા, તોપણ આખર મરવું રે. મૂ૦ ૯ મંદિર માળિયા ગોખ જાળિયાં, મેડી ઉપર ચઢવું રે, સુંદર સ્ત્રીશું ભોગ ભોગવવા, તોએ આખર મરવું રે. મૂ૦ ૧૦ પરમાતમશું પ્રીતિ બનાવો, નીચ સંગ ન કરિયે રે, સુમતિ મંદરમાં વાસો વસિયે, તો ભવસાગર તરીયે રે. મૂ૦ ૧૧ નાના મોટા રાજા રાણા, સહુનો મારગ એકરે, મૂરખ કહે ધન મારૂં મારૂં, પણ મેલી જાવું છેકરે. મૂ૦ ૧૨ શિયળ અમુલખ બખ્તર પહેરી, જીત્યો મોહ મેવાશી રે, દુર્જનથી જો દૂર રહીએ, તો થઈયે સુખવાસીરે. મૂ૦ ૧૩ કેવળરૂપી સાહિબ મેરા, તાસ ભજનમાં રહિયેરે, નિત્ય લાભ કહે પ્રભુ ગોડીપારસ, તેહથી અનુભવ લહીયેરે. મૂરખડા૦ ૧૪

## શ્રી ચેલણાસતીની સજ્ઝાય

વીર વાંદી વલતાં થકાંજી, ચેલણા દીઠો રે નિર્ગ્રંથ, રાતિ વનમાંહિ કાઉસગ્ગ રહ્યોજી, સાધતો મુગતિનો પંથ. ૧ વીરે વખાણી રાણી ચેલણાજી, સતિય સિરોમણિ જાણ,

ચેડારાજાની સાતે સુતાજી, શ્રેણિક સીયલ પરિમાણ વી૦ ૨ 'સીત ઠઠાર સખલો પડેજી, ચેણુણા પ્રીતમ સાથ, ચારત્રિયો ચિત્તમે વસ્યોજી, સૌવડિબહિર રહ્યો હાથ વી ૩ જખક જાગી કહે ચેલણાજી, કિમ કરતો હુસ્યૈં તેહ, કુસતી મનમાંહી એ કુણ વસ્યોજી, શ્રેણિક પડયો રે સદેહ વી૦ ૪ અતેઉર પરોજાલજ્યોજી, શ્રેણિક દિયોરે આદેશ, ભગવંત સાસો ભા-જિયોજી, ચમકિયો ચિત્ત નરેશ વી૦ ૫ વીર વાદિ વલતા થકાજી, પૈસતા નગર મજાર, ધુઆનો ઘોર દેખી કરીજી, જાજારે અભયકુમાર વી૦ ૬ તાતનો વચન પાલી કરીજી, વ્રત લિયો અભયકુમાર, સમયસુદર કહે ચેલણાજી, પ્રામિયો ભવતણો પાર વી૦ ૭

## શ્રી મેઘકુમાર મુનિની સજ્ઝાય

વીર જિનદ સમોસર્યાજી, વદે મેઘકુમાર, સુણી દેશના વૈરાગીયૌજી, એ સસાર અસાર રે માયડી અનુમતિ ઘો મુઝ આજ, સંયમ વિષમ અપાર રે મા૦ અ૦ ૧ વછ તુ કોણે ભોલવ્યૌરે શ્રેણિક તાત નરેસ, કાઈ ઊણો કિણ દુહવ્યો રે, હુ નવિ ઘુ આદેશ રે જાયા સયમવિષ૦ કિમ નિરબાહિસ ભાર રે જાયા હુ ન૦ ૨ આદિનિગોદે હૂ રૂલ્યોજી, સહિયા દુકખ અણુત, સાસોશ્વાસે ભવ પૂરીયાજી, તેહ ન જાણુઅ તહે મા૦ અ૦ ૩ હિવણા તૂ બાલક અછેજી, જોબન ભર્યો રે કુમાર, આઠ રમણિ પરણાવિયો રે, ભોગવિ સુખ અપાર રે જાયા હુ' નવિ૦ ૪ જનમ મરણ નિરયાતણોજી, દુકખ ન સહિયો જાન, વીર જિણદ વખાણિયોજી, તે મૈ સુ-

ણિયૌ કાંન હે માયડી અ૦ ૫ વછ કાં ચલીયૈ જીમણોજી, અરસ વિરસ આહાર, ભુંઈપાલા નિત હીંડણોજી, જાણુ સીતળકુમાર રે જાયા હૂં ન૦ ૬ ભમતાં જીવ અંત ભમ્યોજી, ધર્મ દુહેલો હોય, જરા વ્યાપે જોવન ખિસેજી,તબ કિમ કરણો હોય રે માયડી અ૦ ૭ મૃગનયણી આઠે રમેજી, તાડે નવ સરહાર, જોવનભર છોરૂ નહીજી, કાંઈ મૂકો નિરધાર કુમરજી હૂં ન૦ ૮ હંસતૂલિકા સેજડીજી, રૂપરમણી રસભોગ; અતહિ સુંહાલી દેહડીજી, હિમ હુય સંજમ જોગ રે. જાયા હૂં ન૦ ૯ સ્વારથનો સહુએ સગોજી, અરથ પખે સહુ કોય, વિષય વિષમ મહુરા કહ્યાજી, કિમ ભોગવિયે સોય હે માયડી અ૦ ૧૦ ખમિ ૨ માઉ પસાય કરીજી, મેં દીધું તુઝ દુકખ, દિઉં આદેશ જિમ હું સુખીજી, વીરચરણેં લ્યું દીકખ હે મા૦ અ૦ ૧૧ તનફાટે લોયણ ઝરેજી, દુઃખ ન સહણા જાઈ, વછ સુખી હુવો તિમકરોજી, મેં દીધો આદેસરે જાયા સંયમ વિ૦ ૧૨ મણિ માણુક મોતી તજ્યાજી, તોડ્યો નવસરહાર; મૃગનયણી આઠે રડેજી, હિવ અમ્હ કવણ આધાર નરેસર સંયમ૦ ૧૩ કુમર ભણૈ સુકુલી પ્રિયાજી, બહુ દુઃખ એ સંસાર, નેહ તુમારો જાંણિયોજી, જો લ્યો સંયમ ભારરે નારી૦ સંય૦ ૧૪ રથસિબિકા તબ સઝી કરીજી, કુંવર ધારણી માય, શ્રેણિકરાય ઉછવ કરૈજી, ચારિત્ર લિયો વિષિરાયરે જાયા સ૦ ૧૫ ઇમ જાણી વૈરાગિયૌજી, વરજૈ નરનારિ, કરજોડી પૂનો ભણેજી, તે તરસ્યૈ સંસાર હે મા૦ અ૦ ૧૬

## શ્રી અંજનાસતીની સજ્ઝાય

અંજના વાત કરે છે મારી સખી, મને મેલી ગયા મારા પતિ, અંતે રંગ મહેલમા મેલી રોતી, સાહેલી મને કર્મે મલ્યો વનવાસ, સાહેલી મારો પુન્ય જોગ તુમ પાસ ૧ લશ્કરે ચઢતાને શુકન દીધા, તે તો નાથ મારે નવિ લીધા, ટીકા પાટુ પોતે મને દીધા સાહેલી૦ ૨ સખી ચકલી ચકલાનો સુણી પોકાર, રાતે આવ્યા પવનજી દરબાર, બારે વરસે લીધી છે સંભાળ સાહેલી૦ ૩ સખી કલંક ચઢાવ્યું મારે માથે, મારી સાસુએ રાખી નહી પાસે, મારા સસરે મેલી વનવાસે સાહેલી૦ ૪ પાંચસે સખીઓ દીધી છે મારા બાપે, તેમા એકે નથી મારી પાસે, એક વસંતમાળા મારી સાથે સાહેલી૦ ૫ કાળો ચાલસો ને રાખડી કાળી, રથ મેલ્યા વન મોઝારી, હવે સહાય કરો દેવ મારી સાહેલી૦ ૬ મારી માતાએ લીધી નહિ સાર, મારા પિતાએ કાઢી ઘરબાર, સખી ન મલ્યો પાણીનો પાનાર સાહેલી૦ ૭ મને વાત ન પુછી મારા વીરે, મારા મનમા રહેતી નથી ધીર, મારા અંગે ફાટી ગયા ચીર, સાહેલી૦ ૮ મને દિશા લાગી છે કાળી, મારી છાતી જાય છે ફાટી, અંતે અંધારી અટવીમા કર્મે નાખી૦ સાહેલી૦ ૯ મારૂ જમણું ફરકે છે અંગ, નથી બેઠી હું કોઈની સંગ, આતે રંગમા શો પડયો ભંગ સાહેલી૦ ૧૦ સખી ધાવતા છોડયા હશે બાળ, નહિતર કાપી હશે કુણી ડાળ, તેના કર્મે પામી ખોટી આળ, સાહેલી૦

૧૧ વનમાં ભમતા મુનિ દીઠા આજ, પુરવ ભવની પુછી છે વાત; જીવે શ્યારે કીધા હશે પાપ. સાહેલી૦ ૧૨ એની હસતા રજોહરણ તમે લીધા, મુનિરાજને બહુ દુઃખ દીધા, તેને કર્મે વનવાસ તમે લીધા. સાહેલી૦ ૧૩ પૂર્વે હતો શોકયનો બાળ, તેને દેખી ઉછળતી મનમાં ઝાળ; તેને કર્મે જોયા વનના ઝાડ. સાહેલી૦ ૧૪ સખી વનમાં જનમ્યા છે બાળ, કયારે ઉતરશે અમારી આળ, ઓચ્છવ કરશું માને મોસાળ૦ સાહેલી૦ ૧૫ વનમાં ભમતા મુનિ દીઠા આજ, અમને ધર્મ બતાવો મુનિરાજ, કયારે સરસે અમારા કાજ. સાહેલી૦ ૧૬ વનમાં મળશે મામા મામી આજ, ત્યાં પવનજીની કરશે સાજ, પછી સરશે તમારા કાજ. સાહેલી૦ ૧૭ મુનિરાજની શીખજ સારી, સહુ ઉરમાં લેજો અવધારી, માણેકવિજયજીની જાઉં બલિહારી. સાહેલી૦ ૧૮

## શ્રી સ્રીને શિખામણની સજઝાય

નાથ કહે તું સુણને નારી, શિખામણ છે સારીજી, વચન તે સઘળાં વીણી લેશે, તેહનાં કારજ સરશે શાણા થઈએ જી૦ ૧ એ આંકણી૦ જાત્રા જાગરણ ને વિવાહમાં, માતા સાથે રહીએજી, સાસરીઆમાં જળ ભરવાને, સાસુ સાથે જઈએ. શા૦ ૨ દિશા અંધારી ને એકલડાં, મારગમાં નવિ જઇએજી, એકલી જાણી આળ ચડાવે, એવડું શાને કરીએ શા૦ ૩ વહાણામાં વહેલેરાં ઉઠી, ઘરનો ધંધો કરીએજી, નણંદ જેઠાણી પાસે જઇને, સુખ દુઃખ વાત ન કરીએ

શા૦ ૪ ચોકમા ચતુરાઈ એ રહીએ, રાધતા નવિ રમીએજી, સહુ કોને પ્રસાદ કરાવી, પાછળ પોતે જમીએ શા૦ ૫ ગાઠે પહેરી ઘરમાં રહીએ, બહાર પગ નવિ ભરીએજી, સસરા જેઠની લાજ કરીને, મો આગળથી ખશીએ શા૦ ૬ છુટે કેશે શિર ઉઘાડે, આંગણામા નવિ જઈએજી, પુરૂષતણો પડછાયો દેખી, મો આગળ નવિ રહીએ, શા૦ ૭ એકાતે દિયરીયા સાથે, હાથે તાળી ન લઈ એ જી, પ્રેમતણી જો વાત કરે તો, મોં આગળથી ખશીએ૦ શા૦ ૮ આભરણ પહેરી અ ગ શોભાવી, હાથે દર્પણ ન લઇએ જી, પિયુડો જો પરદેશ સધાવે, તો કાજળ રેખ ન દઇએ શા૦ ૯ પિયુડા સાથે ક્રોધ ન કરીએ, રિસાઈ નવિ રહીએજી, છઈયા છોરૂ છોકરડાને, તાડન કદિય ન કરીએ શા૦ ૧૦ ઉજ્જડ મ દિર માહી, કયારે, એકલડા નવિ જઈએજી, એકલી જાણી આળ ચઢાવે, એવડુ શાને કરીએ૦ શા૦ ૧૧ ક્રિયિલ નારીનો સ ગ ન કરીએ, તમ સ ગ નવિ ફરીએજી, મારગ જાતાં વિચાર કરીને, ઊ ડો પાવ ન ધરીએ શા૦ ૧૨ ઉદયરતન વાચક ઈમ બોલે, જે નર નારી ભણશેજી, તેહના પાતક દૂરે ટળશે, મુક્તિપુરીમા મળશે શાણા થઈએ૦ ૧૩

### શ્રી કૃષ્ણવાસુદેવની સજઝાય.

(કર્મ ન છૂટે રે પ્રાણીયા—એ દેશી) નેમિનાથ આવી સમોસર્યા, દ્વારીકા નગરીની બાર, કૃષ્ણજી વ દન આવીયા, સાથે સકલ પરિવાર, મોહને ત્યાગો રે માનવી ૧. દેશના દીયે પ્રભુ નેમજી, જડ વસ્તુ છે અસાર, દેખતા મોહક લાગતાં, છેવટે છેહ દેનાર મો૦ ૨ વાસુદેવે એક દિન પૂછીયુ, આયુષ્ય પોતાનુ ખાસ, કે ના

થકી મુજ મરણ છે, દ્વારિકા નગરી વિનાશ. મો૦ ૩ ઉત્તરમાં કહે નેમજી, આયુષ્ય વર્ષ હજાર, ભોગવ્યું ઘણું ખરૂં યુદ્ધમાં, બાકી વર્ષ છે બાર. મો૦ ૪ બાંધવ તુજ ઓરમાન છે, નામે જરાકુમાર, મૃત્યુ લખ્યું તેના હાથથી, શંકા એમાં ન લગાર. મો૦ ૫ દ્વારિકા નગરીના પ્રશ્નમાં, દ્વૈયાપન ઋષિ જેહ, પુત્ર તમારા મદ્યપાનથી, નાશનું કારણ તેહ. મો૦ ૬. પ્રભુ વચને ખેદ પામીયો, નામે જરાકુમાર, કૃષ્ણના રક્ષણ કારણે, રહ્યો જંગલ મોઝાર. મો૦ ૭. કૃષ્ણજી ડાંડી પીટાવીને, ઘેર ઘેર કીધો સંદેશ, દારૂ છોડી દ્યો માનવી, જો હોય બચવા ઉદ્દેશ. મો૦ ૮ નહીંતર નગરીનો નાશ છે, જાણજો પ્રભુ વચન, ધર્મ સાધન કરો સામટું, જેથી નગરીનું જતન. મો૦ ૯ વ્યસન તજાવીને દારૂનું, લોકોને જાગૃત કીધ, ખીણમાં દારૂ ફેંકાવીયો, ભયથી કોઈએ ન પીધ. મો૦ ૧૦. એક દિન ચરના રે વાકયથી, શાંબ પ્રદ્યુમ્નકુમાર, મદ્યપાન કીધું રે આવીને, ઉન્મત્ત થયા તેણીવાર. મો૦ ૧૧. ફરતાં ફરતાં રે આવીયા, દ્વૈપાયન ઋષિ પાસ, મારો કુટોરે એહને, જેનાથી નગરી વિનાશ. મો૦ ૧૨. માર મારી નાસી ગયા, કુમાર ગામ મોઝાર, ક્રોધની જ્વાલાથી ઋષિએ, કર્યું નિયાણું તે વાર. મો૦ ૧૩. આ ભવમાં તપ જે કર્યું, તેનું ફલ કાંઈ હોય, નાશ કરૂં તો હું પુરીનો, એમ કહી તપ ખોય. મો૦ ૧૪. રામ કૃષ્ણે વાત સાંભળી, આવ્યા ઋષિની પાસ, નિદાન પાછું ખેંચી લીયો, પૂરો

અમારી આશ મો૦ ૧૫. ઋષિ કહે બે ભાઈતુમ વિના, કરીશ હું નગરી સહાર, વચન હું મારૂ ન ફેરવું,કહેશો ન ફરીવાર મો૦ ૧૬ ઋષિ અણુસણુ કરી મરણુથી, અગ્નિકુમાર દેવ હોય, કયા કારણે અહિ ઉપન્યો, વિભગ જ્ઞાનથી જોય મો૦ ૧૭ ઢાળ ૨. (ધન્ય ધન્ય સપ્રતિ-સાચો રાજા, ધ્યાન ક્રિયા મનમા આણીજે એ દેશી) ક્રોધથી ધમધમી દ્વારિકા આવ્યો, દ્વૈપાયન ઋષિ જીવરે, બહાર જતા અટકાવી નાખ્યા, લોકોની પકડી ગ્રીવરે. કર્મ-બધનના કડવા વિપાકો ૧. કોટના કપાટો બધ કરીને, દ્વારિકા પુરી સલગાવી રે, મહેલ ઝરૂખા બાગ કચેરી, બાળીને કીધી દીવાલી રે કર્મ૦ ૨ કિકિયારી લોકોની પશુના પોકારો, સુણી બન્ને ભાઈ દોડયા રે, માતપિતાને રથમા બેસારી, અશ્વોને જલ્દીથી જોડયા રે. કર્મ૦ ૩ પણુ એક ડગલુ નહી ચાલવાથી, રામ ને કૃષ્ણુ જોડાયારે, એટલામા રથની ધરી ભાગી, તો પણુ ધમડી દોડયા રે કર્મ૦ ૪ કિલ્લા સુધી રથ ઘસડી લાવ્યા, ત્યારે થઈ આકાશવાણી રે, રામ ને કૃષ્ણુ વિના નહિ મૂકુ, કેમ ખેચો રથ તાણી રે કર્મ૦ ૫ ધર્મનુ શરણુ ગ્રહી માત પિતા, મરી ગયા દેવલોકે રે આપણુ બળ કઈ કામ ન લાગ્યુ, રડી પડયા પોકે પોકે રે કર્મ૦ ૬ નિરુપાયે બન્ને નિરાશ થઈને, નગરીને બળતી છોડી રે, પાછુ વાળીને દ્દષ્ટિ કરી તો, લક્ષ્મીભૂત રાખોડી રે કર્મ૦ ૭. પાડવ તરફનો આશ્રય લેવા, ચાલ્યા બન્ને ઉદાસી રે, મકાજ—

ગલમાં આવીને પડીયા, કૃષ્ણને લાગી પ્યાસી રે. કર્મ૦ ૮ વાસુદેવ પીતામ્બર ઓઢી, વૃક્ષની છાયામાં સુતારે,બલદેવ પાણીની શોધના માટે, જલના સ્થાને પહોતા રે. કર્મ૦૯ મૃગની ભ્રાંતિયે બાણુને છોડયું, જરાકુમારે વનમાં રે, આવીને કૃષ્ણના પગમાં લાગ્યું, કાલ ન મૂકે જંગલમાં રે. કર્મ ૧૦. રૂદન કર્યું આવી જરાકુમારે, કૃષ્ણજી હિમ્મત આપે રે, લેખ લખ્યા નહીં મિથ્યા થાયે, પ્રભુ વાણી હૃદયમાં સ્થાપે રે૦ કર્મ૦ ૧૧ મારે માટે થયો જંગલવાસી, બાર વરસ દુઃખ ખમવું રે, ખોટા પડે નહીં જિનવર વચનો,મિથ્યા થયું તારૂં ભમવું રે. કર્મ૦ ૧૨ દ્વારિકાપુરીની સઘળી બીના, ભાઇને કૃષ્ણ જણાવે રે, સર્વ યાદવમાં બળદેવ ને હું, જીવતાં છીએ એમ ગણાવે રે. કર્મ૦૧૩ આખી નગરી કકળતી મૂકી, નિરૂપાયે અમે હાલ્યા રે, એટલામાં મારો કંઠ સુકાણો, જલશોધે બળદેવ ચાલ્યારે, કર્મ૦ ૧૪. જરાકુમાર તું પાછો વળી જા, અવસર કેમ તું ચૂકે રે. બળદેવને જો ખબર પડી તો, માર્યા વિના નહીં મૂકેરે, કર્મ૦ ૧૫ મારા મૃત્યુથી સ્નેહને લઈને, રામ ઝુરી ઝુરી મરશે રે, તું જો જીવતો રહીશ તો,યાદવવંશ વૃદ્ધિને કરશે રે. કર્મ૦ ૧૬ લે આ કૌસ્તુભરત્ન નિશાની, પાંડવને તું દેજે રે, આપજે ખબર અમારી સઘળી, સાથે ક્ષમાપના કેજે રે. કર્મ૦ ૧૭ કૃષ્ણના હિતકારી વચનો માનીને, નીકળી ગયો તે વનથી રે, પાછળથી વ સુદેવની લેશ્યા, બુદ્ધિ ફરી ગઇ મનથી રે. કર્મ૦ ૧૮. સંકલ્પ

વિકલ્પ જાળે ગુંથાયા, ધ્યાન અશુભને લઇને રે, ત્રીજી પાતાલમાં આવી ઉપન્યા, દેહને છોડી દઈ ને રે કર્મ૦ ૧૯ પૂર્વભવે નિયાણુ કરીને, પદવી વાસુદેવ માંગીરે, પણ યુદ્ધ આરંભ લઈને તેની, અશુભ ગતિ પુઠે લાગી રે કર્મ૦ ૨૦ કર્મ બંધનનું ફલ ભોગવવા, ત્રીજી પાતાલે પહોતારે, અધોગતિ કીધી વાસુદેવોની, યુદ્ધના આરંભો જોતાં રે, કર્મ૦ ૨૧ શુભાશુભના કર્મવિપાકો, ક્રોડ ઉપાયો કરતાં રે, રૂદન કરતા કર્મ ન મૂકે, ચારે ગતિમાં ફરતા રે કર્મ૦ ૨૨ સાતે નરક ગતિ વાસુદેવની, જૈનના શાસ્ત્રમા કીધીરે, લૌકિક શાસ્ત્રમા સાત પાતાલો, પર્યાય નામે લીધી રે કર્મ૦ ૨૩ રામ વાસુદેવ ચક્રવર્તિને, પાછળ કર્મો દોડયારે, તીર્થંકર જેવા ઉત્તમને પણ, કર્મે કદી નવ છોડયા રે કર્મ૦ ૨૪ સર્વ જીવો છે કર્મને આધિન, કર્મની સત્તા મોટી રે, કર્મ બંધનનું ફળ ન મલે તો, ચારે ગતિ થાય ખોટી રે કર્મ૦ ૨૫ જીવોની ઉત્પત્તિ સ્થાનની સંખ્યા, ચોરાશી લાખની જાણોરે, કર્મ ન હોય તો સુખ દુઃખ કેવા ? માટે કર્મ જ પ્રમાણોરે. કર્મ ૨૬ ઢાળ ૩ (સમકિત દ્વાર ગભારે પેસતાંજી— એ દેશી) પડીયો ભરીને જલનો આવીયાજી, બલદેવ કૃષ્ણજીની પાસ રે, મુખે ગણુગણુતી મક્ષિકા ઘણી રે, દેખીને થયા છે નિરાશ રે મોરારી ! બોલો બંધવ માહરા રે ૧ આઘાત લાગ્યો રામ હૃદયમાં રે, ક્વેડાના નાદે કીધુ જાણુરે, શૂરવીર હોય તો સામે આવજો રે, કૃષ્ણના

લીધા કોણે પ્રાણરે, મોરારી૦ ! ૨. પડીયો મૂકીને શત્રુ શોધવારે, ચારે બાજુમાં દીધી દોટ રે, કોઈ ને ન દેખ્યો સામે આવતાં રે, ત્યારે પાછો આવ્યો પીસી હોઠ રે. મોરારી૦ ! ૩. કૃષ્ણ કલેવર પાસે આવીયો રે, રડી પડયો મૂકી મોટી પોક રે, શબને ભીંજાવ્યું આંસુડા થકીરે, હૃદયમાં માતો નથી શોક રે. મોરારી૦ ! ૪. પીઠ ઉપર શબ ઉંચકી રે, મોહુથી ફરે ષટ માસરે, ઊંઘી ગયો છે મારો બાંધવો રે, હજુ જીવે છે એવી આશ રે. મોરારી૦ ! ૫ બોલો બોલોને ગિરધર, બંધવા રે, કેમ અબોલા લીધા આજ રે, દેવકીનંદન ! જો નહીં બોલશો રે, તો જાશે દુનિયામાં મારી લાજ રે, મોરારી૦ ! ૬. કેમ રીસાયા શામલીયા ! તમે રે, વીઠલજી ! માનો મારી વાત રે, કેટલું કહું હું ત્રીકમ ! તુજને રે, પકડી જક્કડ કેમ ભ્રાત રે, મોરારી૦ ! ૭ કાલા-વાલા કરૂં છું કાનજી રે ! વનમાં વનમાલી ! આ કેમ ભેદ રે ! હેત ધરીને હરિ ! બોલશોજી, તો જાશે મોરારિ ! મારો ખેદ રે, મોરારી૦ ! ૮. દુઃખમાં દિલાસો દામોદર ! દિયો રે, વ્હાલા ભ્રાત સુણોને વાસુદેવરે, જનાર્દન ! જાગીને જુઓ જરા રે, નથી ચૂકયો તમારી કદિ સેવ રે, મોરારી૦ ! ૯. દિશા શૂન્ય લાગે મુકુંદ ! તુમ વિનારે, જેમ અપુત્ર ઘર શૂન્ય રે, યાદવકુલમાં રહ્યો એકલોજી, અધીર પામ્યું છે મારૂં મન રે. મોરારી૦ ! ૧૦ રડી રડી આંખ્યું સુઠી જેવડી રે, તોય ન બોલો મારા નાથ રે ! એટલામાં દેવે આવી બોધીયોજી, કલેવરને કેમ લગાડે હાથ રે ! મોરારી૦ ! ૧૧

જન્મ થયો છે જગમાં જેહનોજી, તેની પાછળ મૃત્યુ લારોલાર રે, ભાન આવ્યુ છે ત્યારે રામને રે, ધર્મ વિના સર્વ અસાર રે મોરારી૦ ! ૧૨ સ્નેહ બંધન રામ-કૃષ્ણને રે, કારણ પૂર્વભવનુ ખાસ રે, મોહે મુઝાયા મોટા માનવી રે, પ્રેમબંધન મોટા પાસ રે. મોરારી૦ ! ૧૩ સુર સંકેતે શબ લાવીને રે, સિંધુના તટે દીધો દાહ રે, જડ વિનાશી સર્વ જાણીને રે, દીક્ષા લીધી ધરી ઉત્સાહ રે મોરારી૦' ૧૪ નિરતિચાર વ્રત પાલીનેરે, બલદેવ દેવલોક જાયરે, મોહ ધતુર કેફ નિવારતાંજી, સારાસાર વસ્તુ જણાય રે મોરારી૦ ! ૧૫ એવુ જાણી આસક્તિ છોડ-જ્યો રે, નિર્લેપથી તરે નરનાર રે, ઉપદેશ એવો સૂરિનીતિનો રે, ઉદય થયાથી ભવનો પાર રે મોરારી૦ ! ૧૬. કલશ ઓગણીસ એકાણુ સાલમાંહિ, શત્રુંજય તીર્થે વસી, જયેષ્ઠમાસે કૃષ્ણ–પક્ષે, તેમા તિથિ ત્રયોદશી, તીર્થોદ્ધારક નીતિવિજય ગુરૂ, સર્વ જીવ સુહંકરૂ, તસ શિષ્ય બાલ ઉદયવિજયે, ઢાળ કીધી મનોહરૂ ૧

## શ્રી બાહુબલિજીની સજઝાય

(ઇડર આંબા આંબલી રે, એ ચાલ) બાહૂબલિ ચારિ-ત્ર લીયોરે, માચો ધરિ વૈરાગ, ભરતેસર ઈમ વીનવેરે, વારવાર પાય લાગ, હરખભર મુઝસુ બોલજ્યોરે, થાને બાબાજીરી આણ, થાને રીષભદેવજીરી આણ, થે તો મ કરો એ ચાતાણ, થે તો માહરે જીવનપ્રાણ હરખ૦ મુઝ સુ બો૦ આંકણી ૧ હુ તો ભાઈ તાહરો રે, જે મે કીધો દોસ, તો પિણ ખમજ્યો ભાઈડારે,

ગરુવા ન કરે રોસ. હ૦ ૨. આવો બાંહુ દેઇ મિલાંરે, જોવો આંખ ઉઘાડ, બોલો મીઠા બોલડારે, પૂરો મનનો લાડ. હ૦ ૩ ખીલો નાખું તોડનેરે, જિણકુલજાઈ વેઢ, નાચો આયુધ સાલમેરે, જયું બાંભણ ઘર ઢેઢ. હ૦ ૪. ભાબીના ઉલંભડારે, કિમ સંભલાયે કાન, જાતાં પાંવ વહે નહીંરે, તુજને મુકી રાન. હ૦ ૫, તૂં જીત્યો હૂં હારીયોરે, દેવભરે છે સાખ, તુઝ સરિખો જગ કો નહીં રે, તુઝ સરિખા છે લાખ. હ૦ ૬. માથે સૂરજ આવીયોરે, પસીનો સારોગાત, વેંસો ભોજન જીમિયેંરે, ખારક દાખની વાત. હ૦ ૭. નિસાંગું એકલાણ તેરે, મુઝને લોભી જાણ, તે સહૂ મુઝને પરિહસ્યોરે, જયું બરસાલે છાણ હ૦ ૮ તૂં માહરે જીવન આતમારે, તુંહીજ માંહરે બાંહ, દિસ સૂની ભાઈ વિનારે, આવોને ઘર જાંહ હ૦ ૯. બોલ ઘણા ઈ બોલિયારે, ભરતેસર મહારાજ, હાથીના દાંત જે નીકલ્યારે, તે પાછા નવી જાય. હ૦ ૧૦. અભિમાની સિરસેહરોરે, બાહૂબલી રિષિરાય, સીધા કરમ ખપાયનેરે વિમલકીરતિ ગુણગાય. હ૦ ૧૧.

## શ્રી અઈમત્તામુનિની સઝાય.

વીર જિણંદ વાંદીને ગૌતમ ગોચરીચે સંચરીયા, રાજગૃહી નયરીમાં હે ગૌતમ ! ઘરઘર આંગણ ફરીયા. ૧. આઘા આમ પધારો પૂજ્ય, મુજ ઘર વહોરણ વહેલા. [વેળા] એ આંકણી. ઇણે અવસર અઇમત્તે રમતા, મનગમતા મુનિ દીઠાં, કંચનવરણી કાયા નિરખી, મનમાં લાગ્યા મીઠા આઘા૦ ૨. બોલ્યો કુંવર અમીરસવાણી, એક કહો

અભિરામ, ખરે બપોરે પાય અણુવાણે, ભમવો તે કિણુકામે. આઘા૦ ૩ સાભળ રાજકુવર સોભાગી, શુદ્ધ ગવેષણા કીજે, નિર્દુષણુ ને નિરતિચારે, ઘર ઘર ભિક્ષા લીજે૦ આઘા૦ ૪ આવો આજ અમારે મદિર, કહીમો તે વિધિ કરશુ, જે જોએ તે જુગતે કરીને, ભાવસુ ભીક્ષા દઈશુ, આઘા૦ ૫ ઈમ કહી ઘેર તેડી ચાલ્યો, આવ્યા મુનિ આનદે, અઈમત્તા રાણી દેખીને, વિધિશુ ગૌતમ વાદે આઘા ૬ આજ હમારે રતન ચિતામણી, મોહુ અમીરસ વુઠા, આજ અમ આગણુ સુરતરૂ ફળીયા, જે ગૌતમ નયણે દીઠા આઘા૦ ૭ રે બાલુડા બહુ બુદ્ધિવતા, ગણધર ગૌતમ આવ્યા, થાળ ભરીને મોદક મોટા, ભાવેસુ વહેરાવ્યા આ૦ ૮ વાદી પાય કુવર મુનિવરના, હાથ મેલાવ્યો માથે, વોલાવુ કહી તો મુનીને, ઇમ કહી ચાલ્યો સાથે૦ આ૦ ૯ કુવર કહે આ ભોજન આપો, ભાર ઘણો પ્રભુ પાસે, ગૌતમ કહે હુ તેહને આપુ, ચારિત્ર લિયે ઉલ્લાસે આ૦ ૧૦ ચારિત્ર લઇસુ હુ તુમ પાસે, ઝોળી દિયો મુજ હાથે, ગૌતમ પુછે અનુમતિ તેહની, માય મોકલ્યો તુમ સાથે૦ આ૦ ૧૧ ગુરૂ જ્ઞાની ગૌતમ મન આણી, દીક્ષા દીધી તેહને, વૃદ્ધમુનિને ભળાવી દીધા, મુનિ મારગ દીયો તેહને આ૦ ૧૨ તે સઘાતે અઇમત્તો ચાલ્યો, સાધુ સગાથે વનમા, નાનુ સરોવર નીરે ભરિયુ, તે દેખી હરખ્યો મનમા આ૦ ૧૩ નાનુ સરોવર નાનુ ભાજન, નાવ કરી અઈમત્તો, વળતા સાધુજી દેખીને, બાલક રમ્મત કરતો આ૦ ૧૪ બોલાવી મુનિ બાલકને, એ આપણે નવિ કીજે, છકાય જીવની વિરાધના કરતા, દુરગતિના ફળ લીજે. આ૦ ૧૫ લાજ ઘણી મનમાહી

ઉપની, સમોવસરણમેં આ૦વ્યો; ઇરિયાવહી પડિક્કમતા અઇ-મત્તો, ધ્યાન શુકલ મન ભા૦વ્યો. આ૦ ૧૬ કેવલજ્ઞાન તિહાં ઉપન્યો, ધન ધન મુનિ અઈમુત્તો, શુદ્ધ મને ચારિત્ર પાળીને, તે મુનિ મુગતે પહોંચ્યો. આધા૦ ૧૭. ગૌતમ આદે અઇમત્તા સરિખા, ગુણવંતા ઋષિરાયા, લક્ષ્મીરત્ન કરજોડી વંદે, તે મુનિવરના પાયા. આધા૦ ૧૮ ઇતિ.

## શ્રી રૂક્મિણીની સજ્ઝાય

વિચરંતા ગામો ગામ, નેમિ જિનેશ્વર સ્વામી, આછે લાલ નયરી દ્વારામતિ આવિયાજી ૧. વન પાલક સુખદાય, દીયે વધામણી આય, આછે લાલ નેમિ જિણંદ પધારીયાજી. ૨ કૃષ્ણાદિક નર નાર, સહુ મળી પર્ષદા બાર, આછે લાલ નેમી વંદણ તિહાં આવિયાજી. ૩ દીએ દેશના જિનરાય, આવે સહુને દાય આછે૦ ઋક્મિણી પૂછે શ્રી નેમિનેજી. ૪. પુત્રને મ્હારે વિયોગ, શો હશે કર્મ સંયોગ, આછે૦ ભગવન્ત મુજને તે કહોજી. ૫. ભાખે તવ ભગવંત, પૂરવભવ વીર તંત, આછે લાલ કીધા કરમ નવિ છૂટિયેજી. ૬. તું હતી નૃપની નાર, પૂરવ ભવ કોઈવાર. આછે૦ ઉપવન રમવાને સંચર્યાજી. ૭. ફરતાં વન મોઝાર, દીઠો એક સહકાર, આછે૦ મોરલી વીયાણી તિહાં કણેજી. ૮. સાથે હતો તુમ નાથ, ઈન્ડાં ઝાલ્યાં હાથ આછે૦ કંકુવરણાં તે થયાંજી ૯ નવિ ઓલખે તિહાં મોર, કરવા લાગી શોર; આછે૦ ચૌદિશિ ચમકે વિજળીજી. ૧૦ પછી વુઠયો તિહાં મેહ, ઈન્ડા ધોવાણા તેહ; આછે૦ સોલ ઘડી પછી સેવીયાંજી.

૧૧ હસતા તે બાંધ્યાં કર્મ, નવિ ઓળખ્યો જિન ધર્મ આછેο રોતા ન છૂટે પ્રાણીયાજી ૧૨ તિહા બાંધી અન્તરાય, ભાખે શ્રી જિનરાય, આછેο બોલ ઘડીના વરસ સોલ થયાજી ૧૩ દેશના સુણી અભિરામ, રૂક્મિણી રાણીએ તામ આછેο શુદ્ધ તે સંયમ આદર્યોજી ૧૪ થિર રાખ્યાં મન વચ કાય, કેવલ નાણ ઉપાય આછેο કર્મ ખપાવી મુગતે ગયાજી ૧૫ તેહનો છે વિસ્તાર, અંતગડસૂત્ર મોઝાર આછેο રાજવિજય રંગે ભણેજી. ૧૬

## શ્રી આપ સ્વભાવકી સજ્ઝાય

આપ સ્વભાવમા રે, અવધુ સદા મગનમે રહના, જગતજીવ હે કર્માધીના, અચરિજ કચ્છુઅ ન લીના આο ૧ તુમ નહીં કેરા, કોઇ નહી તેરા, કયા કરે મેરા મેરા ? તેરા હે સો તેરી પાસે, અવર સબે અનેરાο આο ૨ વપુ વિનાશી, તુ અવિનાશી, અબ હે ઇનકુ વિલાસીο વપુસંગ જબ દૂર નિકાશી, તબ તુમ શિવકા વાસીο આο ૩ રાગ ને રીસા દોય ખવીસા, એ તુમ દુઃખકા દીસા જબ તુમ ઉનકુ દૂરિ કરીસા, તબ તુમ જગકા ઈસા આο ૫ પારકી આશા સદા નિરાશા, એ હે જગજનપાસા, તે કાટનકુ કરો અભ્યાસા, લહો સદા સુખવાસા આο ૫ કબહીક કાજી, કબહીક પાજી, કબહીક હુવા અપભ્રાજી, કબહીક જગમે કીર્તિ ગાજી, સબ પુદ્ગલકી બાજી આο ૬ શુદ્ધ ઉપયોગ ને સમતાધારી, જ્ઞાન ધ્યાન મનોહારી, કર્મ કલંકકુ દૂર નિવારી, જીવ વરે શિવનારી. આο ૭

# શ્રી અમકાસતીની સજ્ઝાય

અમકા તે વાદળે ઉગીયો સુર, અમકા તે પાણી સંચર્યા રે ૧. સામા મળીયા દોય મુનિરાય, માસખમણુના પારણા રે; એહું મેલ્યું સરોવરીઆ પાળ, અમકાએ મુનિને વાંદીઆ રે. ૨ ચાલો મુનિરાજ આપણે ઘેર, માસખમણનાં પારણાં રે; ત્યાંરે ઢળાવું સોવન પાટ, ચાવલ ચાકળા અતિ ઘણાં રે. ૩ આછા માંડાને ખોબલે ખાંડ, મહિ તે ઘણાં રે ઘી લેસપસે રે; લ્યો લ્યો મુનિરાજ ન કરો ઢીલ, મારી સાસુજી ખીજસે રે. ૪ બાઈ રે પાડોશણ તું મારી બહેન, મારી સાસુ આગળ ન કરીશ વાતડી રે, કે તને આલું મારા કાનની જાલ; હાર આલું હીરા તણો રે૦ ૫ કાનની જાલ તારે કાને સોવરાય, હીરાનો હાર તારે અતિ ઘણો રે; મારે છે વાત કર્યાની ઘણી ટેવ, વાત કર્યા વિના હું નહિ રહું રે. ૬ પાડોસણ આવી ખડકી માંહી; બાઈ રે પાડોસણ સામી ગઈ રે; પાડોસણ બાઈ કહું એક વાત, તારી વહુએ મુનીને વહોરાવીઓ રે. ૭ નથી ઉગ્યો હજુ તુલસીનો છોડ, બ્રાહ્મણે નથી કર્યાં પારણાં રે; સોવન સોવન મારો પુત્ર, ઘરમાંથી કાઢો ધર્મ ઘેલડી રે. ૮ લાતો મારી ગડદા માર્યા બે ચાર, પાટુએ પરિસહ કરો રે, બે બાળક ગોદીએ લીધાં સાથ, અમકા તે બારણે નીસર્યા રે૦ ૯ ગાયના ગોવાળ ગાયના ચારણહાર, કોઇએ દીઠી મહીઅર વાટડી રે, ડાબી દિશે ડુંગરીયા હેઠે, જમણી દિશે મહીયર વાટડી રે. ૧૦ આણા વિના કેમ મહીઅર જઉં, ભોજાઈ ઓ મેણાં બોલશે રે, ગાયના

ગોવાળ ગાયના ચારણહાર, કોઈએ દીઠી મહીયર વાટડી રે ૧૧ ડાબી દિશે ડુંગરીઆ હેઠ, ઉજ્જડ વાટે જઇ વસ્યા રે, સુકું સરોવર લહેરે જાય, વાજીયો, આબો ત્યા ફ્લ્યો, રે ૧૨ નાના ઋષભજી તરસ્યા થયા, મોટા ઋષભજી ભૂખ્યા થયા રે, નાના ઋષભજીને પાણી પાય, મોટા ઋષભજીને ફળ આપીયા રે, ૧૩ સાસુજી જુએ ઓરડા માહી, વહુ વિના સુના ઓરડા રે, સાસુજી જુવે પડસાલ માહી, પુત્ર વિના સુના પારણા રે ૧૪ જુવે જુવે રસોડા માહીં, રાધી રસોઈઓ મગે ભરી, સાસુજી જુવે મોટલા માહી, લાડુડાના ઢગ વળ્યો રે ૧૫ સાસુજી જુવે ગોખલા માહી, ખજાના ખડકાયા રે, ઓવન ઓવન મારો પુત્ર, તેડી લાવો ધર્મ ઘેલડી રે ૧૬ ચાલો ગોરા દેવી આપણે ઘેર, તમવિના સુના ઓરડા રે, ગાયના ગોવાળ, ગાયના ચારણહાર, દીઠા રે વને ધર્મ ઘેલડી રે ૧૭ ડાબી દીષે ડુંગરીઆ હેઠ જમણી દીષે ધર્મ ઘેલડી રે, ચાલો ઋષભજી આપણે ઘેર, તમ વિના સુના પારણા રે ૧૮ સાસુજી ફીટીને માય જ થાય, તો ય ન આવુ તુમ ઘરે રે૦ પાડોસણ ફીટીને બેન જ થાય, તોય ન આવુ તુમ ઘરે રે ૧૯ બાઈ રે પાડોસણ તુ મારી બેન, 'ઘર રે ભાગવા કયાં મળી રે, કણીઘર ફીટીને ફૂલ માલા થાય, તોય ન આવુ તુમ ઘરે રે. ૨૦ કાકરો ફીટીને રતન જ થાય, તોય ન આવુ તુમ ઘરે રે, બે બાળક તે ગોદીએ લીધાં સાથ, અમદા તે જળમા ઝણુકીયો રે ૨૧ બે બાળક, ગોરીનો પડયો વિજોગ, ઘરે રે જઈ ને હવે શું કરૂ રે, મગા

મોઘા મૂલનો કેમખા કેહેવાય, એવડુ નેમથી પૂરૂ કેમ થાય ૩૮ માટે પરણ્યાની પાડે છે નાય, નારીનુ પુરૂ શી રીતે થાય, ત્યારે લક્ષ્મીજી બોલીયા પટરાણી, દીયરના મનની વાતો મેં જાણી ૩૯ તમારૂ વચણ માથે ધરશુ, બેઉનુ પૂરૂ અમો કરશુ, માટે પરણોને અનોપમ નારી, તમારો ભાઇ દેવ મોરારી ૪૦ બત્રીશ હજાર નાગી છે જેહને, એકનો પાડ ચડશે તેહને, માટે હૃદયથી ફીકર ટાળો, કાકાજી કેરૂ ઘર અજવાળો ૪૧ એવુ સાભળી નેમ ત્યા હસિયા, ભાભીના બોલ હૃદયમા વસિયા, ત્યા તો કૃષ્ણને દીધી વધાઈ, નિશ્ચે પરણશે તમારો ભાઇ, ઉગ્રસેન રાજા ઘેર છે બેટી, નામે રાજૂલ ગુણની પેટી ૪૨ નેમજી કેરો વિવાહ ત્યા કીધો, શુભ લગ્નનો દિવસ લીધો, મડપ મડાવ્યા કૃષ્ણજીરાય, નેમને નિત્ય કુલેકા થાય ૪૩ પીઠી ચોળે ને માનિની ગાય, ધવળ મગળ અતિ વરતાયે, તરીયા તોરણ બાધ્યા છે બહાર, મળી ગાય છે સોહાગણ નાર ૪૪. જાન સજાઈ કરે ત્યા સારી, હલબલ કરે ત્યા દેવ મોરારી, વહુવારૂ વાતો કરે છે છાને, નહી રહીયે ઘેર ને જાઇશુ જાને ૪૫. છપ્પન કરોડ જાદવનો સાથ, ભેળા કૃષ્ણ બલભદ્ર ભ્રાત, ચડીયા ઘોડલે મ્યાના અસવાર, સુખ પાલ કેરો લાગે નહિ પાર ૪૬, ગાડા વેલો ને બગીઓ બહુ જોડી, મ્યાના ગાડીએ જોતર્યા ધોરી, બેઠા જાદવ તે વેઢ વાકડીયા, સોવન મુગટ હીરલે જડિયા ૪૭ કડા પોચીયો બાજુબધ ફગીયા, શાલો દુશાલો ઓઢે છે રમીયા, છપ્પન

કોટી તો ખરોબરીયા જાણું, બીજા જાનૈયા કેટલા વખાણું. ૪૮. જાનડીઓ શોભે બાલુડે વેશે, વિવેક મોતી પરોવે કેશે; સોળ શણુગાર ધરે છે અંગે, લટકે અલબેલી ચાલે ઉમંગે. ૪૯. લીલા વટ ટીલી દામણી ચળકે, જેમ વિજળી વાદળે ભભકે, ચંદ્રવદની મૃગા જો નેણી, સિંહલંકી જેહની નાગશી વેણી. ૫૦. રથમાં બેસી બાળક ધવરાવે, બીજી પોતાનું ચીર સમરાવે; એમ અનુક્રમે નારી છે ઝાઝી, ગાય ગીત ને થાય છે રાજી. ૫૧. કોઈ કહે ધન્ય રાજુલ અવતાર, નેમ સરીખો પામી ભરથાર; કોઇ પુણ્ય નેમનું ભારી, તે થકી મળી છે રાજુલ નારી, ૫૨ એમ અન્યો અન્ય વાદ વદે છે, મહોઢાં મલકાવી વાતો કરે છે; કોઈ કહે અમે જઈશું વહેલી, બળદને ઘી પાઈશું પહેલી. ૫૩. કોઈ કહે અમારા બળદ છે ભારી, પહોંચી ન શકે દેવ મોરારી; એવી વાતોના ગપોલા ચાલે, પોત પોતાના મનમા મહાલે. ૫૪, બહોંતેર કળા ને બુદ્ધિ વિશાળ, નેમજી નાહીને ધરે શણગાર; પહેર્યા પીતામ્બર જરકશી જામા, પાસે ઉભા છે નેમના મામા. ૫૫. માથે મુગટ તે હીરલે જડિયો, બહુ મૂલો છે કસબીનો ઘડીયો; ભારે કુંડલ મહમૂલાં મોતી, શહેરની નારી નેમને જોતી. ૫૬. કંઠે નવસરો મોતીનો હાર, બાંધ્યા બાજુ બંધ નવ લાગી વાર; દશે આંગળીયે વેઢ ને વીંટી, ઝીણી દિસે છે સોનેરી લીંટી. ૫૭ હીરા બહુ જડીયા પાણીના તાજા, કડાં સાંકળાં પહેરે વરરાજા, સોતીનો તોરો મુગટમાં ઝળકે, બહુ તેજથી

કલગી ચળકે ૫૮ રાધાએ આવીને આખડી આજી, બહુ ડાહી છે નવ જાય ભાજી, કુમકુમનુ ટીલુ કીધુ છે ભાલે, ટપકુ કસ્તુરી કેરૂ છે ગાલે. ૫૯ પાન સોપારી શ્રીફળ જોડે, ભરી પોસ ને ચડીઆ વરઘોડે, ચડી વરઘોડો ચકટામાં આવે, નગરીની નારી મોતીએ વધાવે ૬૦ વાજા વાગે ને નાટારભ થાય, નેમ વિવેકી તોરણ જાય, ઘુસળ મુસળ ને રવઈઓ લાવ્યા, પોખવા કારણ સાસુજી આવ્યા. ૬૧. દેવ વિંમાને જુવે છે ચડી, નેમ નહિં પરણે જાશે આ ઘડી, એવામા કીધો પશુએ પોકાર, સાભળો અરજી નેમ દયાળ ૬૨ તમે પરણશો ચતુર સુજાણ, પરભાતે જાશે પશુના પ્રાણ, માટે દયાલુ દયા મનમા દાખો, આજ અમોને જીવતા રાખો ૬૩ એવો પશુઓનો સુણી પોકાર, છોડાવ્યા પશુઓ નેમ દયાલ, પાછા તો ફરિયા પરણયાજ નહી, કુવારી કન્યા રાજુલ રહી ૬૪ રાજુલ કહે છે ન સિધ્યા કાજ, દુશ્મન થયા છે પશુઓ આજ, સાભળો સર્વે રાજુલ કહે છે, હરણીને તિહા ઓલભો દે છે ૬૫ ચદ્રમાને તેં લાછન ઠેરાવ્યો, સીતાનુ તે તો હરણ કરાવ્યુ, મહારી વેળા તો કયાથી જાગી, નજર આગળથી જાને તુ ભાગી ૬૬ કરે વિલાપ રાજુલ રાણી, કર્મની ગતિ મે તો ન જાણી, આઠ ભવની પ્રીતિને ઠેલી, નવમે ભવ કુવારી મેલી ૬૭ એવુ નવ કરીએ નેમ નગીના, જાણુ છુ મન રગના ભીના, તમારા ભાઈએ રણમા રઝલાવી, તે તો નારી ઠેકાણે લાવી ૬૮ તમો કૂલતણો રાખો છે ધારો,

આ ફેરે આવ્યો તમારો વારો: વરઘોડે ચઢી જગ મહોટો લીધો, પાછાં વળીને ફજેતો કીધો. આંખો અંજાવી પીઠી ચોળાવી વરઘોડે ચડતાં શરમ ન આવી. ૬૯. મહોટે ઉપાડે જાન બનાવી, ભાભીઓ પાસે ગાણા ગવરાવી, એવા ઠાઠથી સર્વને લાવ્યા, સ્ત્રી પુરૂષને ભલા ભમાવ્યા. ૭૦. ચાનક લાગે તો પાછેરા ફરજો, શુભ કારજ એ મારૂં રે કરજો; પાછા ન વળિઆ એકજ ધ્યાન, દેવા માંડયું તિહાં વરસીજ દાન. ૭૧. દાન દઈને વિચાર જ કીધો, શ્રાવણ સુદી છઠનું મુહૂરત જ લીધું: દીક્ષા લીધી ત્યાં ન લાગી વાર, સાથે મુનિવર એક હજાર. ૭૨. ગિરનારે જઈને કારજ કીધું, પંચાવનમે દિન કેવલ લીધું, પામ્યાં વધાઈ રાજુલ રાણી, પીવા ન રહ્યાં ચાંગળું પાણી. ૭૩. નેમને જઇ ચરણે લાગી, પીઉજી પાસે મોજ ત્યાં માંગી; આપો કેવલ તમારી કહાવું, શુકન જોવાને નહીં જાવું. ૭૪. દીક્ષા લઇને કારજ કીધું, ઝટપટ પોતે કેવલ લીધું; મળીયું અખંડ એવા તમ રાજ, ગયાં શિવ સુંદરી જોવાને કાજ. ૭૫. સુદિની આઠમ અષાઢ ધારી, નેમજી વરીયા શિવ વધૂ નારી; નેમ રાજુલની અખંડ ગતિ, વર્ણન કેમ થાયે મારી જ મતિ. ૭૬. યથાર્થ કહું બુદ્ધિ પ્રમાણે, બેઉનાં સુખ તે કેવલી જાણે; ગાશે ભણશે ને જે કોઈ સાંભળશે, તેના મનોરથ પૂરા એ કરશે. ૭૭. સિદ્ધનું ધ્યાન હૃદયે જે ધરશે, તે તો શિવ વધૂ નિશ્ચય વરશે; સંવત ઓગણીસ શ્રાવણ માસ, વદની પાંચમનો દિવસ ખાસ. ૭૮. વાર

શુક્ર ને ચોઘડીયું સારૂ, પ્રસન્ન થયું મનડું મારૂ, ગામ ડાના રાજા રામસિંઘ, કીધો શલોકો મનને ઉછરંગ ૭૯. મહાજનના ભાવથકી મે કીધો, વાચી શલોકો મહોટો જશ લીધો, દેશ ગુજરાત રહેવાશી જાણો, વિશા ગરમાલી નાત પ્રમાણો ૮૦ પ્રભુની કૃપાથી નવનિધિ થાય, બેઉ કર જોડી સુર શશી ગાય, નામે દેવચંદ પણ સુરશશી કહીયે, બેઉનો અર્થ એકજ લઈએ ૮૧ દેવ સૂરજ ને ચંદ્રજ છે શશી, વિશેષ વાણી હૃદયમા વસી, બ્યાસી કડીથી પૂરો મે કીધો, ગાઈ ગવરાવી સુયશ લીધો ૮૨

## શ્રી આદિનાથનો શલોકો

સરસતી માતા ઘો મુજ વાણી, સમરું જિનશાસન વરદાની વાણી, નાભિ રાયા ને મરુદેવા રાણી, કુખે ઉપન્યા કેવલનાણી ૧ ચઉદે સુપનમા રાત વિહાણી, બીજે શાસ્ત્રે મબલી વખાણી મે તો સક્ષેપે કીયો છે જાણી, હવે વર દીઉ માતા બ્રહ્માણી ૨ પૂરે મહીને બાલક જાયો, છપ્પન કુમારી મલીને ગાયો, ચોસઠ ઇંદ્રાદિક ઉચ્છવ આવે, મેરુ જઈ ને નીરે ન્હવરાવે ૩, વલતો માવિત્રે ઉચ્છવ કીધો, નામ રુષભ કુઅર દીધો, માતા ધવરાવે નવરાવે ગાવે, મહોટેરા હુઆ મેવા ખવરાવે ૪ આપણે એટલાના નામ ન આવે, કહેશું વિચારી તે ભલે ભાવે, ઘેબર જલેબી લાડુ લાખીણા, પેંડા પતાસા ફલફલતા ફેણા ૫. રુપા દહિ થરા દેવગરા થાલી, માહે મરકી ને સેવ સુઆલી, સાકરનો શીરો લાપશી તરધારી, મરુદેવા માતા પીરસે દશવારી

૬. માતાએ બાલકનું મન ન લાધું, બેટો રીસાણો થોડું શું ખાધું, છાંડી એઠું ને અલગો જઇ બેઠો, માતા મનમાં સંદેહ પેઠો. ૭. મીઠે વચને કરી માતા મનાવે, એટલે આકાશે ઇંદ્રાણી આવે, રુષભ રીસાણો આવો મનાવો, આપણે નાચું ને ગુણગીત ગાવો. ૮. આદીશર આગલ ઇંદ્રાણી આવે, નવ રસ નાટકનાં વાજા બજાવે; અહો આડંબર ભાઈ! ભાઇ, ધન ધન સુકૃત તેહની કમાઈ. ૯. નાટિકે નાનડીઉ ખુશાલ કીધો, એક ઇંદ્રાણીએ ઉછંગે લીધો; બીજી મલીને બોકલો દીધો, ત્રીજી કહે છે એમ શું કીધો, ૧૦. પૂછે પ્રભુ કેમ રીસાણા આઈ, શાક સઘલાં મોડાં કિમ લાઈ ૧૧. પીરસ્યાં પાપડ ભજીઆં ને ભાજી, શાક બનાવ્યાં ચતુરાઇ ઝાઝી; કાકડી કંકોડાં કારેલાં કેલાં, કાચી કેરી ને કરમદાં ભેલાં. ૧૨. કોલાં કાલિંગાં કરવટાં ભેલાં, બાફ્યાં બત્રીશે શાક શમેલાં; શાક પાક સે સઘલાં દીધાં, આપે ઇંદ્રાણીએ હાથ શું કીધાં. ૧૩. જુગલિયા ત્યારે કાંઈ ન જાણે; સુર દ્રુમ પાસે માગીને આણે; ખાવે ગાવે ને કાંઈ ન કમાવે, ઝાઝું જીવેને સદ્‌ગતિએ જાવે. ૧૪. એટલે આદીશર ઉપના જાણી, સૌધર્મ ઇંદ્રે અવધે તવ જાણી; નાભિ રાજાને આગલે જઈ, જુગલિયે જઈ વાતજ કઈ. ૧૫. રુષભને જઇ રાજા તુમે થાપો, પાયે લાગીને પદવી આપો; જુગલિયા મલીયા મહોત્સવ કરવા, રુષભ બેસારી ગયા નીર ભરવા. ૧૬. એટલે ઇંદ્રે મલી કામજ કીધું, છત્ર ચામર ને સિંહાસન દીધું; ઝગમગ જ્યોત છે પીલા પીતાંબર,

માલા મુરકી ને ઘોતક ખ'બર ૧૭ વનિતા વાસીને ગઢ કોટ કીધો, પહેલુ રાજ તો રુષભને દીધો, વીશ પૂરવ લખ કુંઅર રહીયા, વલતા રુષભ રાજન કહીયા ૧૮. સુમગલા સાથે વિવાહ કીધો, સુન'દા દોલો આણીને દીધો; પરણી પનોતી ચુગલિયે જાઈ, ભરત બ્રાહ્મી ને અઠાણુ' ભાઈ. ૧૯ બીજી બાહુબલ સુ દરી બેટી, જિન જુગલિયે તે રીતે મેટી, ત્રેસઠ પૂરવ લખ રાજમે વહ્યા, પુત્રોને દેશ વહે ચીને લહ્યા ૨૦ દાન દઈને સ યમ લીધો, બહુલા દેશમે વિહાર કીધો, ભોલા જુગલિયા ભેદ ન જાણે, સોનુ' રુપુ', લઈ દેવાને આણે૦ ૨૧ ઉનુ અન્ન પાણી કોઈ ન આપે, કષ્ટે અ'તરાદિક કર્મ'ને કાપે, સ યમિયા સાથે ફલ ફૂલ ખાયે, પોતે ગજપુરમા ગોચરી જાયે ૨૨. શ્રેયાસ જાતિસ્મરણ પાયો, તિણ સમે ભેટણ ઈક્ષુરસ લાયો, પહેલુ' પારણ તો પ્રભુને કરાવ્યુ, પસલી માહે ઇક્ષુરસ વોરાવ્યુ ૨૩ પ્રથમ પ્રભુ શ્રેયાસને તુઠા, સાઢી બાર ક્રોડ સોનૈયા વુઠા, ત્યાથી પણ ચાલ્યા આદેસર ઉઠી, દેશમા કહેવરાવ્યુ શ્રેયાસે ઉઠી ૨૪ તક્ષશિલાને ઉદ્યાને આયા, સાભલી બાહુબલ ત્યાથી બધાવ્યા, પ્રભાતે બેટો વાદવાને જાય, જુએ ઘણુ' પણ દરિશન ન થાય ૨૫. ક ને અ'ગુલી દેઈ તેણે સાદ કીધો, તુરકે અદ્યાપિ પ થજ લીધો, આદીસર પુરિમતાલમે આયા, કર્મ' ખપાવી કેવલ પાયા ૨૬ ચોમુખ બેઠા ને વાજિ'ત્ર વાયે, તિણે સમે ભરત પાટ બધાયે, 'ચક્ર' ઉપર્નુ' 'નવ નિધિ' પાઈ, 'બેટો' 'અઠાણુ'

લ્યો દીક્ષા ભાઇ. ૨૭ બાહુબલ ટુંકે તો ટેક જણાઇ, સંયમ લીધો તો તિણ સિદ્ધિ પાઈ; પુત્ર વિયોગે મરુદેવી માતા, આંખે પડલ ને વહે અશાતા. ૨૮. ભરતને કહે વંદણ હાલો, એકવાર દેખું તો રુષભ વાલ્હો; કટકની કોડી છે ભરતની સાથે, મરુદેવા માતા બેઠાં છે હાથી. ૨૯. પુરિમતાલને પાંખતીઉએ આવ્યા, બાજાનાં શબ્દ કાને સુણાયા, મરુદેવા પૂછે ભરત રાજને, બેટા! વાજાં તે વાજે કિહાં કને, ૩૦. તમે રુષભની રિદ્ધિ ન જાણી, એ તો હુઆ છે કેવલનાણી; સેવે સુરનર ઇંદ્ર ઇંદ્રાણી, બારે પરષદાની મેં રિદ્ધિ જાણી. ૩૧. બેઠક બાવાને ત્રણ ગઢ થાય, રુપે સોને ને રત્ને જડાય; ઝાલી ઝરુખા પોલ પતાકા, ધર્મ ચકર ફરે લટકા ૩૨. મણિમય તોરણ અતિ ઘણું દીપે, કલ્પવૃક્ષ તે સુવર્ણને જીપે; આઠ પુષ્કરિણી ઇતિ નિવારે, પાયે લાગે છે પરષદા બારે. ૩૩. કાંટા ઊંધા ને કમલ રચાય, વાણી સાંભલતાં વિખવાદ જાય; ઈમ સાંભલી મરુદેવા માતા, આંખ પડલને નામે છે શાતા. ૩૪. મોહની મૂકીને મન પાછો લીધો, કેવલ પામીને સિદ્ધિવાસ લીધો; ભરત આદેસર આગલ જાય, રિદ્ધિ દેખીને રલિયાત થાય૦ ૩૫. પ્રભુને પૂછે વનિતાનો વાસી, એ રિદ્ધિ એણી પરે રહેશે કે જાશે; વલતા તીર્થંકર ત્રેવીશ થાશે, ચોવીસમા તે મરીચિ થાશે. ૩૬, તુમ સરખા ચક્ર-વર્તી બાર, વાસુ પ્રતિવાસુદેવ અઢાર; નવ બલભદ્ર ને ત્રેસઠ હુઆ, બીજે શાસ્ત્રે સંબંધ જૂજુઆ. ૩૭. પદવી ત્રેસઠ ને શરીર સાઠ, માતા ત્રેપન ને જીવ ઓગણસાઠ; બાપ

એકાવન સહુ કોઈ જાણે, સૂરખ મન માહે સંદેહ આણે ૩૮ મરીચિ પ્રમુખનો સબંધ કહ્યો, ચક્રી સાભલી હેરાન થયો, બાપ બેટાને વંદણુ જાય, અહંકારે નીચ ગોત્ર બધાય ૩૯, વાંદી પૂછીને ભરત જાય, સંઘ કાઢયાનો ઉચ્છરંગ થાય, શેત્રુજા કેરો સંઘ ચલાઉ, ધર્મ રુષભનો બહુલો હલાઉં ૪૦ તાણી તંબૂને તૈયાર કીધા, મુહૂર્ત જોઈને મેલાણુ દીધા, છએ ખંડમાં ફેરી સહરાંઈ, શેત્રુજે યાત્રા આવોરે ભાઈ ૪૧ દેશી પરદેશી અતિ ઘણા મલીયા, સ્વામી સઘલા એ સંઘમાં ભલીયા, પુત્ર પોતરા કોડ સવાઈ, પાચસેની નિત્ય આવે બધાઈ ૪૨ લાખ ચોરાશી ઘોડા ને હાથી; રાજા બત્રીશ હજાર શું સાથી; આઈ ઉ આડંબર અધિક દીવાજે, વાજિંગ નિર્ઘોષ મરણાઈ વાજે ૪૩ આપ ઐરાવણ અસવાર છાજે, મેઘાડંબર છત્ર બિરાજે, લાખ ચોરાશી રથ જોતરીયો, પાયક છન્નુ ક્રોડ પરવરીયા ૪૪ પાલીતાણે તે સંઘપતિ આવે, ગિરિ દેખીને મને સુખ પાવે; મોના રુપાને ફૂલડે વધાવે, ડુંગર દેખીને ભાવના ભાવે ૪૫ (લાહણી, રુપા ને સોનાને નાણે, કરતો પહોતો સંઘ પાલીતાણે) સંઘ સઘલોહી ચઢીઓ શેત્રુજે, પહેલા રાયણ તણા પગલાને પૂજે, ચક્રી જોઈને, હુકમ દીધો, પગલા પાગથી એ પ્રમાદ કીધો ૪૬ રુપાની રાગ ને સોનાના પાયા, મણિમય દેવલ નવા નિપાયા, ધવલા રતનમય બિંબ ભરાવે, પ્રતિષ્ઠા પુંડરીકને કરાવે, ૪૭ પ્રતિમા પબાસણ પ્રવેશ કીધો, ખજાનો ખરચી ને બહુ જશ લીધો, પુંડરીકને પૂછે ભરત

રાજા, શેત્રુંજા ઉપર તીરથ ઝાઝાં, ૪૮. નામ કહો ને વિધિ બતાવો, પ્રદક્ષિણા દઈને સંઘ સાથે આવો; સુરજ કુંડમેં સ્નાનજ કીજે, ભૃંગરી ભીમ કુંડે ભરીજે. ૪૯. ચેલણાં તલાઈએ વિસામો લીજે, આદીશર પોલે ઉંચા ચઢીજે; મરુદેવા ટુંક માંહે આવીજે, ચોખા ખાણુથી બે ચાર લીજે. ૫૦ ઉંચા અદ્ભુતને પાયે લાગીજે, મોક્ષબારીને પોલે પેસીજે, કેશર ઘસીને પૂજા કરીજે, સુકૃતફલ એમ જશ લીજે. ૫૧ સુરનર વિદ્યાધર ચક્રવર્તી રાણા, પ્રતિમાને પૂજે ઉલટ આણી; અર્ચે ચર્ચે ને ગુણગીત ગાય, ખેલે ખેલીને ખુશિયાલ થાય. ૫૨. ઇણી વિધિ જાત્રા કરી ઘર આવો, ચક્રી મનમાં આનંદ; પાવો પાલીની પાખતી પોરવાડ ચાવો, નામો નગોને ગામ હિમાવો. ૫૩. પંડિત શાંતિવિમલે ચરિત્ર દીધો, પછી શ્રીપૂજ્યે પન્યાસ કીધો; ધર્મના ઉદ્યમ બહુલા ત્યાં થાય, પાપ કર્મ તે દૂર પલાય, ૫૪. તપગચ્છનાયક શ્રી વિજયપ્રભસૂરિ, ગિરુઆ ગચ્છનાયક, પુણ્યાઇ પૂરી; કહે વિનીત વિમલ કર જોડી, એ ભણતાં આવે સંપત્તિ કોડી. ૫૫.

## શ્રી શંખેશ્વર પાર્શ્વનાથનો શલોકો

માત ભુવનેશ્વરી ભુવનમાં સાચી, જેહની જગતમાં કીરતી જાચી; દેવ પદ્મમાવતી ધરણેંદ્ર રાણી, આપો શુભ મતિ સેવક જાણી. ૧; પાસ શંખેશ્વર કેરો શલોકો, મન ધરીને સાંભલજો લોકો; દેશ વઢીયાર માંહે જે કટ્ટો, કલિકાલ માંહે જાલમ પ્રગટ્યો. ૨. જરાસંઘ ને જાદવ વઢીયા, બાંધી મોરચા દલ બેહુ લડીયા; પડે સુભટ ને ફોજુ મરડાય, કાયર કેતાં

તિહા નાસીને જાય ૩. રાગ સિંધુએ સરણાઈ વાજે, સુણી સુભટને શૂરાતન જાગે, થાયે જુદ્ધ ને કોઈ ન થાકે, ત્યારે જરાસંઘ છલ એક તાકે ૪. છપ્પન કુલ કોડી જાદવ કહીએ, એક એકથી ચઢીયાતા લહીએ, પ્રાણુ આપે પણ પાછા ન ભાગે, એક મારે તો એકવીશ જાગે. ૫ વઢતા એહનો અંત ન આવે, કરુ કપટ તો રામત ફાવે, ચિંતીને મ્હેલી તિહા જરા, ઢલીયુ જાદવનુ સૈન્ય તિહા ધરા ૬ જરા લાગી ને જાદવ તિહા ઢલીયા, નેમ કૃષ્ણુ ને બલભદ્ર બલીયા, ત્રણુ પુરુષને જરા ન લાગી, કહે નેમને કૃષ્ણુ પાય લાગી ૭ એહવો કોઈ કરો ઉપાય, જેણે જરા તે નાશીને જાય, કહે કૃષ્ણુને નેમકુમાર, કરો અટ્ઠમ તપ ચોવિહાર ૮ પહેલા ધરણેંદ્ર તમે ઉપાસો, તેહને દેરાસરે દેવ છે પાસો, તેહ આરાધો આપશે બિંબ, સરશે આપણુ કામ અવિલંબ ૯ મુખથી મ્હોટો બોલ ન ભાખુ, ત્રણ દિવસ લગે સૈન્ય હુ રાખુ, જિનવર ભક્તિનો પ્રભાવ ભારી, થાશે સઘલો વિઘ્ન મંગલકારી ૧૦ ઇંદ્રે સારથિ માતલિ નામે, મેલ્યો જિનવરની ભક્તિને કામે, આસન માડીને દેવ મોરારી અટ્ઠમ કરીને બેઠો તિણે, ઠોરી ૧૧ તૂઠો ધરણેંદ્ર આપે શ્રીપાસ, હરખ્યા શ્રીપતિ અતિ ઉલ્લાસ, નમણુ કરીને છાટે તેણી વાર, ઉઠયુ સૈન્ય ને થયો જયકાર ૧૨ દેખી જાદવનો જાલમ જોરો, જરાસંઘનો ત્રુટ્યો તિહા તોરો, ત્યારે લેઈને ચક્ર તે મેલ્યુ, વંદે કૃષ્ણુને આવી તે પહેલુ. ૧૩ પછી કૃષ્ણુના હાથમા બેહુ, જરાસંઘને સાલ તો પેહુ, કૃષ્ણે તે મેલ્યુ તિહાં

ફેરી; જરાસંઘને નાખ્યો તે વેરી. ૧૪. શીશ છેદ્યું ને ધરણી તે ઢલીઓ, જય જય શબ્દ તે સઘલે ઉછલીઓ; દેવ-દુંદુભિ આકાશે વાજે, ઉપર ફૂલની વૃષ્ટિ બિરાજે ૧૫. તુમે. વાસુદેવ ત્રણ ખંડ ભોક્તા, કહ્યા ધર્મના મારગ સુગતા; નયર શંખેશ્વર વાસ્યું ઉમંગે, થાપી પાસની પ્રતિમા શ્રી રંગે. ૧૬. શત્રુ જીતીને સોરઠ દેશે, દ્વારિકા નગરીમાં કૃષ્ણ નરેશે; પાલે રાજ્યને ટાલી અન્યાય, ક્ષાયક સમકિતધારી કહેવાય. ૧૭. પાસ શંખેશ્વર પ્રકટ મલ્લ, અવનિ માંહિ તું એક અવલ, નામ તાહરું જે મન માંહે ધારે, તેહનાં સંકટ દૂર નિવારે. ૧૮. દેશી પરદેશી સંઘ જે આવે, પૂજા કરીને ભાવના ભાવે, સોના રુપાની આંગી રચાવે, નૃત્ય કરીને આંગી કેશર ચઢાવે૦ ૧૯. એક મને જે તુમને આરાધે, મનમાં મનોરથ સઘલા તે સાધે; તહારા જગતમાં અવદાત મ્હોટા, ખરો તુંહીજ બીજા સર્વ ખોટા. ૨૦. પ્રતિમા સુંદર શોભે પૂરાણી, ચંદ્રપ્રભુને વારે ભરાણી; ઘણે સુર નરે પૂજ્યા તુજ પાય, તેહને મુગતિના દીધા પસાય. ૨૧, ઓગણસાઠ ને ઉપર શત વરષે, વઇશાખવદિ છઠ્ઠીને દિવસે; એહ શલોકો હરખે મેં ગાયો, સુખ પાયો ને દૂર ગતિ પલાયો. ૨૨. નિત્ય નિત્ય નવલી મંગલમાલા, દિન દિન દીજે દોલત રસાલા; ઉદયરત્ન કહે પાસ પસાયે, કોડિ કલ્યાણ સન્મુખ થાયે. ૨૩.

# શ્રી ગૌતમસ્વામીજીકા રાસ

વીર જિણેસર ચરણકમલ, કમલા કયવાસો, પણમવિ પભણિસું સામીસાલ, ગોયમ ગુરુ રાસો, મણુ તણુ વયણુ એક ત કરિવિ, નિસુણહુ ભો ભવિયા, જિમ નિવસે તુમ દેહ ગેહ ગુણ ગણ ગેહગહિયા ૧ જ બૂદિવ સિરિ ભરહ ખિત્ત, ખોણી તલ મ ડણ, મગધ દેસ સેણિય નરેસ, રિઉ દલબલ ખ ડણ, ધરવર ગુંવર ગામ નામ, જિહા ગુણ ગણ સજ્જા, વિપ્પ વસે વસુભૂઈ તત્થ, તસુ પુહવી ભજ્જા ૨. તાણુ પુત્ત સિરિ ઇન્દ્રભૂઈ, ભૂવલય પસિદ્ધો, ચઉદહ વિજ્જા વિવિહ રૂવ, નારી રસ લુદ્ધો, વિનય વિવેક વિચાર સાર, ગુણ ગણહ મનોહર, સાત હાથ સુપ્રમાણ દેહ, રુવહિં, રભાવર ૩ નયણ વયણ કર ચરણ જણવિ, પ કજ - જલ પાડિય, તેજહિ તાગ ચન્દ સૂરિ, આકાશ ભમાડિય, રુવહિ મયણ અન ગ કરવિ મેહલ્યો, નિરધાડિય, ધીરમે મેરુ ગ ભીર સિ ધુ ચ ગમ ચય ચાડિય ૪ પેક્ખવિ નિરુવમ રુવ જાસ, જણ જપે કિંચિય, એકાકી કિલ ભીત્ત ઇત્થ, ગુણ મેહલ્યા મ ચિય અહવા નિશ્ચય પુવ્વ જન્મ, જિણવર ઇણ અ ચિય, રભા પઉમા ગઉરી ગ ગા, તિહા વિધિ વ ચિય ૫ નય બુધ નય ગુરુ કવિણ કોય, જસુ, આગલ રહિયો, પચ સયા ગુણ પાત્ર છાત્ર, હીંડે પરવરિયો, કરિથ નિર તર યન્ન કરમ, મિથ્યામતિ મોહિય, અણુછલ હોસે ચરમ નાણ, દ સણહ વિસોહિય ૬ વસ્તુછ દ-જ બૂદીવ જ બૂદીવ ભરહવાસ મિ, ખોણી તલ મ ડણ, મગહ દેસ સેણિય નરેસર, વર ગુંવર

ગામ તિહાં, વિપ્પ વસે વસુભૂઈ સુન્દર, તસુ પુહવિ ભજ્જા, સયલ ગુણ ગણ રુવ નિહાણ. તાણુ પુત્ત વિજ્જાનિલો, ગોયમ અતિહિ સુજાણ. ૭. ભાસ–ચરમ જિણેસર કેવલનાણી, ચૌવિહ સંઘ પઇઠ્ઠા જાણી, પાવાપુર સામી સંપત્તો, ચઉવિહ દેવ નિકાયહિં જુત્તો. ૮. દેવહિ સમવસરણ તિહાં કીજે, જિણ દીઠે મિથ્યામતિ છીજે, ત્રિભુવન ગુરુ સિંહાસન બેઠા, તતખિણ મોહ દિગંતે પઇટ્ઠા. ૯. ક્રોધ માન માયા મદ પૂરા, જાયે નાઠા જિમ દિન ચોરા, દેવ દુંદભિ આગાસે વાજી, ચરમ નરેસર આવ્યા ગાજી. ૧૦. કુસુમ વૃષ્ટિ વિરચે તિહાં દેવા, ચઉસઠ ઈન્દ્રજ માંગે સેવા. ચામર છત્ર સિરોવરિ સોહે, રુવહિ જિનવર જગ સહુ મોહે. ૧૧. ઉપસમરસભર વર વરસંતા, જોજન વાણી વખાણ કરંતા. જાણવિ વદ્ધમાણ જિણ પાયા, સુરનર કિન્નર આવઈ રાયા. ૧૨. કંતસમોહિય જલહલકંતા, ગયણ વિમાણહિ રણરણકંતા, પેક્ખવિ ઈન્દ્રભૂઈ મન ચિંતે, સુર આવે અમ યજ્ઞ હુવંતે. ૧૩. તીર કરંડક જિમ તે વહતા, સમવસરણ પુહતા ગહગહતા, તો અભિમાને ગોયમ જંપે, ઈણ અવસર કોપે તણુ કંપે, ૧૪. મૂઢા લોક અજાણ્યું બોલે, સુર જાણંતા ઈમ કાંઈ ડોલે, મો આગલ કોઈ જાણ ભણીજે, મેરુ અવર કિમ ઉપમા દિજે. ૧૫, વસ્તુછંદ–વીર જિણવર વીર જિણવર નાણ સંપન્ન, પાવાપુર સુરમહિય, પત્ત નાહ સંસાર–તારણ, તિહિં દેવઈ નિમ્મવિય સમવસરણ બહુ સુક્ખ કારણ, જિણવર જગ ઉજ્જોય કરે, તેજહિ કર દિનકાર, સિંહાસણ સામી ઠવ્યો

હુઓ સુજય જયકાર ૧૬ ભાસ- તો ચઢિયો ઘણુ માન ગજે, ઈન્દ્રભૂઇ ભૂયદેવ તો, હુકારો કરી સચ્ચરિય કવણસુ જિણવર દેવ તો, જોજન ભૂમિ સમોસરણ, પેક્ખવિ પ્રથમાર ભ તો, દહ દિસિ દેખે વિબુધ વધૂ, આવ તિ સુરરમ્ભ તો. ૧૭ મણિમય તોરણ દ ડ ધ્વજ, કોસીસે નવઘાટ તો, વઈરિ વિવર્જિંત જ તુગણ, પ્રાતિહારિજ આઠ તો, સુરનર કિન્નર અસુરવર, ઇંદ્ર ઇંદ્રાણી રાય તો, ચિત્ત ચમક્કિય ચિંતવે એ, સેવ તા અણુ પાય તો ૧૮ સહસ કિરણ સામી વીરજિણ, પેખિય રુપ વિસાલ તો, એહ અસભવ સભવે એ, સાચો એ ઇંદ્ર જાલતો, તો બોલાવઈ ત્રિજગત ગુરુ, ઇંદ્રભૂઈ નામેણ તો, શ્રીમુખ સસય સામી સવે, ફેડે વેદ પએણ તો૦ ૧૯ માન મેલિ મદ ઠેલિ કરી, ભયતેહિ નામ્યો સીસ તો, પચસ ચાસુ વ્રત લિયો એ, ગોયમ પહિલો સીસ તો૦ બધવ સજમ સુણિવિ કરી, અગનિભૂઈ આવેય તો, નામ લેઈ આભાસ કરે, તે પણ પ્રતિબોધેય તો ૨૦, ઇણ અનુક્રમ ગણહર રયણ, થાપ્યા વીર ઇગ્યાર તો, તો ઉપદેસે ભૂવન ગુરુ સયમ શુ વ્રત બાર તો, બિહુ ઉપવાસે પારણો એ, આપણપે વિહરંત તો, ગોયમ સયમ જગ સયલ, જય જયકાર કરત તો ૨૧ વસ્તુ છદ- ઇંદ્રભૂઈ ઇંદ્રભૂઇ ચઢિયો બહુમાન, હુકારો કરિ કપતો, સમવસરણ પહુતો તુરંત, જે જે સમા સામિ સવે, ચરમનાહ ફેડે ફુરતતો, બોધિ-બીજ સજ્ઝાય મને, ગોયમ ભવહિ વિરત્ત, દિક્ખા લેઇ સિક્ખા ગ્રહી, ગણહર પય સંપત્ત ૨૨ ભાસ. આજ

હુઓ સુવિહાણુ, આજ પચેલિમા પુણ્ય ભરો; દીઠા ગોયમ સામિ જો નિય નયણે અમિય ઝરો, સમવસરણ મઝાર, જે જે સંસા ઉપજે એ; તે તે પર ઉપગાર, કારણ પૂછે મુનિ પવરો. ૨૩. જિહાં જિહાં દીજે દિક્ખ, તીહાં તીહાં કેવલ ઉપજે એ; આપ કને અણહુંત, ગોયમ દીજે દાન ઈમ, ગુરૂ ઉપર ગુરૂ ભક્તિ, સામિ ગોયમ ઊપનિય; ઇંણિ છલ કેવલ નાણ, રાગજ રાખે રંગ ભરે. ૨૪. જો અષ્ટપદ સેલ, વંદે ચઢી ચઉવીસ જિણ, આતમ લબ્ધિવસેણ; ચરમસરીરી સોય મુનિ ઇય દેસણા નિસુણેહ, ગોયમ ગણહર સંચરિય તાપસ પન્નરસએણ, તો મુનિ દીઠો આવતો એ. ૨૫. તપ સોસિય નિય અંગ, અમ્હાં સગતિ ન ઊપજે એ, કિમ ચઢસે દઢ-કાય, ગજ જિમ દીસે ગાજતો એ, ગિરુઓ એણે અભિમાન, તાપસ જો મન ચિંતવે, એ તો મુનિ ચઢિયો વેગ, આલં-બવિ દિનકર કિરણ. ૨૬. કંચણ મણિ નિષ્ફન્ન દંડ કલશ ધ્વજવડ સહિય; પેખવિ પરમાણન્દ, જિણહર ભરહેસર મહિય, નિય નિય કાય પ્રમાણ, ચિહું દિસિ સંઠિય જિણહ બિંબ પણમવિ મન ઉલ્લાસ, ગોયમ ગણહર તિહાં વસિય. ૨૭. વયર–સામીનો જીવ, તિર્યગ્જૃંભક દેવ તિહાં, પ્રતિબોધ્યા પુંડરિક, કંડરિક અધ્યયન ભણી, વલતા ગોયમ સામિ, સવિ તાપસ પ્રતિબોધ કરે, લેઈ આપણ સાથ, ચાલે જિમ જૂથાધિપતિ. ૨૮. ખીર ખાંડ ઘૃત આણ, અમિય વૂઠ અંગૂઠ ઠવે, ગોયમ એકણ પાત્ર, કરાવે પારણો સવે, પંચ સયાં શુભ ભાવ, ઉજ્જલ ભરિયો ખીર મિસે સાચા

ગુરુ સંયોગ, કવલતે કેવલરૂપ હુઆ २९. પંચસયાં જિણ–
નાહ, સમવસરણ પ્રાકારત્રય પેખવી કેવલનાણુ, ઉપન્નો
ઉજ્જોય કરે જાણે જણુવિ પીયૂષ, ગાજતો ઘન મેઘ જિમ
જિનવાણી નિસુણેવિ, નાણી હુઆ પંચસયા. ૩૦. વસ્તુ છંદ-
ઇણે અનુક્રમે ઇણે અનુક્રમે, નાણ સંપન્ન, પન્નરહ સય પરિવ-
રિય હરિય હુરિય જિણુનાહ વંદઈ, જાણેવિ જગગુરુ વયણ,
તિહ નાણુ અપ્પાણુ નિંદઈ ચરમ જિનેસર ઇમ ભણે, ગોયમમ
કરિસ ખેય છેહી જાઇ આપણુ સહી, હોસ્યા તુલ્લા બેઉ ૩૧
ભાસ સામિયો એ વીર જિણંદ, પુનમચન્દ જિમ ઉલ્લ–
સિય, વિહરિયો એ ભરહવાસમ્મિ, વરસ બહુત્તર સંવસિય,
ઠવતો એ કણય પઉમેણ, પાય કમલ સંઘે સહિય, આવિયો
એ નયણાનન્દ, નયર પાવાપુર સુરમહિય ૩૨ પેખિયો એ
ગોયમ સામિ, દેવસર્મા પ્રતિબોધ કરે, આપણો એ તિસલા
દેવિ, નંદન પુહતો પરમપએ, વલતો એ દેવ આકાશ,
પેખિવિ જાણ્યો જિણ સમે એ, તો મુનિ એ મન વિખવાદ,
નાદ ભેદ જિમ ઉપનો એ ૩૩ ઇણ સમે એ સામિય
દેખિ, આપ કનાસુ ટાલિયો એ, જાણુનો એ તિહુઅણુ નાહ,
લોક વિવહાર ન પાલિયો એ, અતિભલુ એ કીધલુ સામિ
જાણ્યુ કેવલ માગસે એ, ચિન્તવ્યુ એ બાલક જેમ,
અહવા કેડે લાગસે એ ૩૪ હુ કિમ એ વીર જિણંદ,
ભગતિહિ ભોલે ભોલવ્યો એ, આપણો એ અવિહડ નેહ,
નાહ ન સંપે સાચવ્યો એ, સાચો એ વીતરાગ, નેહ ન
જેહ લાલિયો એ, તિણ સમે એ ગોયમ ચિત્ત, રાગ

વૈરાગે વાલિયો એ. ૩૫. આવતું એ જે ઉલ્લટ શકિતું રાગે સહિયો એ; કેવલ એ નાણુ ઉપન્ન, ગોયમ સહિજ ઊમાહિયો એ, તિહુઅણુ એ જયજયકાર, કેવલ મહિમા સુર કરે એ, ગણધરુ એ કરય વખાણ, ભવિયણ ભવ જિમ નિસ્તરે એ.

૩૬. વસ્તુ છંદ—પઢમ ગણહર પઢમ ગણહર વરસ પચ્ચાસ, ગિહવાસે સંવસિય, તીસ વરસ સંજમ વિભૂસિય, સિરિ કેવલ નાણ પુણ, બાર વરસ તિહુઅણ નમંસિય, રાજગૃહી નયરી ઠવ્યો, બાણુવઈ વરસાઉ, સામી ગોયમ ગુણનીલો હોસે સિવપુર ઠાઉ. ભાસ. જિમ સહકારે કોયલ ટહુકે, જિમ કુસુમવને પરિમલ મહકે, જિમ ચન્દન સોગંધ નિધિ, જિમ ગંગાજલ લહિરયાં લહકે, જિમ કણયાચલ તેજે ઝલકે, તિમ ગોયમ સોભાગ નિધિ. ૩૮. જિમ માન સરોવર નિવસે હંસા, જિમ સુરતરુ વર કણય વતંસા, જિમ મહુયર રાજીવ વને, જિમ રયણાયર રયણે વિલસે, જિમ અંબર તારાગણ વિકસે, તિમ ગોયમ ગુરુ કેલિ વને. ૩૯. પૂનમ નિસિ જિમ સસિયર સોહે, સુરતરુ મહિમા જિમ જગ મોહે, પૂરવ દિસિ જિમ સહસકરો, પંચાનન જિમ ગિરિવર રાજે, નરવઈ ઘર જિમ મયગલ ગાજે, તિમ જિનશાસન મુનિ પવરો. ૪૦. જિમ સુર તરુવર સોહે સાખા, જિમ ઉત્તમ મુખ મધુરી ભાષા, જિમ વન કેતકિ મહમહે એ, જિમ ભૂમિપતિ ભુયબલ ચમકે, જિમ જિન મન્દિર ઘંટા રણકે, ગોયમ લબ્ધે ગહગહ્યો એ. ૪૧. ચિન્તામણિ કર ચઢીયો આજ, સુરતરુ સારે વંછિત કાજ, કામકુમ્ભ

સહુ વંશિ હુઆ એ, કામગવી પૂરે મન કામી, અષ્ટ મહાસિદ્ધિ આવે ધામી, સામી ગોયમ અણુસરો એ ૪૨ પણવક્ષર, પહિલો પભણીજે, માયાબીજ શ્રવણ સુણીજે, શ્રીમતી સોભા સંભવે એ, દેવહ ધુરિ અરિહંત નમીજે, વિનય પહુ ઉવજ્ઝાય થુણીજે, ઇણિ મંત્રે ગોયમ નમો એ ૪૩ પરઘર વસતા કાંઈ કરીજે, દેસદેસાતર કાંઈ ભમીજે, કવણ કાજ આયાસ કરો, પ્રહ ઊઠી ગોયમ સમરીજે, કાજ સમગ્ગલ તતખિણ સીજે, નવ નિધિ વિલસે તિહાં ઘરે ૪૪. ચઉદ સય બરોત્તર વરસે, ગોયમ ગણહર કેવલ દિવસે, કિયો કવિત્ત ઉપગાર પરો, આદિહિ મંગલ એ પભણીજે, પરવ મહોચ્છવ પહિલો દીજે, રિદ્ધિ વૃદ્ધિ કલ્યાણ કરો ૪૫ ધન માતા જિણ ઉયરે ધરિયો, ધન્ય પિતા જિણ કુલ અવતરિયો, ધન્ય સુગુરુ જિણ દીખિયો એ, વિનયવંત વિદ્યા ભંડાર, તસુ ગુણ પુહવી ન લબ્ભઈ પાર, વડ જિમ સાખા વિસ્તરો એ, ગોયમ સામીનો રાસ ભણીજે, ચઉવિહ સંઘ રલિયાયત કીજે, રિદ્ધિ વૃદ્ધિ કલ્યાણ કરો ૪૬ કુંકુમ ચંદન છડા દિવરાવો, માણક મોતીના ચોક પુરાવો, રયણ સિંહાસન બેસણો એ, તિહાં બેસી ગુરુ દેશના દેશી, ભવિક જીવના કાજ સરેશી, નિત નિત નિત મંગલ ઉદય કરો ૪૭

## દેવકીકે છ પુત્રોંકી ઢાલો

દુહા—નેમિ જિણંદ સમોસર્યા, ત્રણે કાલના જાણ, ભવિક જીવને તારવા, પ્રભુ બોલ્યા અમૃત વાણ૦ ૧. વાણી સુણી શ્રી નેમની, બૂઝ્યા છએ કુમાર, માત પિતાને પૂછીને, લીધો

સંજમ ભાર. ૨. વૈરાગ્યે સંયમ લિયો; ધર્મ સામગ્રી નીવ; છઠ્ઠ છઠ્ઠને પારણે, પ્રભુ કર દીયો જાવ જીવ. ૩. નિરંતર તપસ્યા કરે, છએ મહોટા અણગાર આજ્ઞા; લેઇ ભગવંતની, કરે આતમ ઉદ્ધાર. ૪. નેમિ જિણંદ સમોસર્યા, દ્વારિકા નગરી મઝાર, એક દિન છઠ્ઠને પારણે, વૈરાગી અણુગાર. ૫. (ઢાલ પહેલી–વીરે વખાણી ચેલણા૦ એ દેસી૦) આજ્ઞા લેઈ ભગવંતનીજી, છએ તે બંધવ સાર, ગોચરી કરવાને નિકલ્યાજી, દ્વારિકા નગરી મઝાર સાધુજી ભલે રે પધારિયાજી. ૧. અનેક સેન આદે કરીજી, છએ સરીખા અણુગાર; રુપ સુંદર અતિ શોભતાંજી, નલ કુબેર અનુહાર, સાધુજી૦ ૨ ત્રણ સંઘાડે કરી સંચર્યાજી, મુનિવર મહા ગુણધાર–ઈરિયા- સમિતિ એ ચાલતાંજી, ષટ્ કાયને હિતકાર, સાધુજી૦ ૩. પાડે પાડે ફિરતા થકાજી, ગોચરીયે મુનિરાય; મુનિવર દોય તિહાં આવિયાજી, વસુદેવજીના ઘરમાંય સાધુજી. ૪. દેવકી દેખી રાજી હુએ જી, ભલે પધારિયા મુનિરાય: સાત આઠ પગ સાહમા જઈજી, લળી લળી લાગેજી પાય, સા૦૫ હાથ જોડીને વંદન કરેજી, તરણ તારણ મુનિરાય; દરિસણ દીઠા સ્વામી તુમ તણાજી; ભવ ભવના દુઃખ જાય. સા૦૬ આજ ભલીરે જાગી દિશાજી, ધન્ય દિવસ માહરો આજ, મુનિ- વર અમ ઘર આવીયાજી, તરણ તારણ જહાજ. સા૦૭ મુંહ માગ્યા પાસા ઢલ્યાજી, દુધડે વુઠા મેહ આજ; કૃતા- રથ હું થઈજી; આણી ઘણો ધર્મ સ્નેહ સા૦૮ મોદક થાલ ભરી કરીજી, વહોરાવ્યા ઉલ્લટ ભાવ; કૃષ્ણ જિમણ તણાં

લાવીનેજી, દેવકી હર્ષિત થાય સા૦૯ જાતા ને વલિ પહોં-
ચાડિયાજી, મુનિવર ગયા, પોલ બાર, થોડીસી વાર હુઈ
જિસે તણી, વલી આવ્યા દોય અણગાર સા૦ ૧૦ દેવકી
રાણી મન ચિંતવેજી, ભૂલી ગયા છે અણગાર, વડીય
પુણ્યાઇ છે માહરીજી, ભલે આવ્યા દૂસરી બાર. સા૦ ૧૧
સાત આઠ પગ સાહમા જઈનેજી, લળી લગી લાગેજી
પાય, આજ કૃતારથ હું થઈજી, મુનિવર ધર્યા ઘર પાય.
સા૦૧૨ મોદક થાલ ભરી કરીજી, વહોરાવ્યા દૂસરી બાર,
કૃષ્ણ જીમણ તણા લાવીને જી, હૈયડે હર્ષ અપાર સા૦
૧૩ જાતોને વલી પહોંચાડિયાજી, મુનિવર રૂપ અગાધ,
થોડી સી વાર હુઈ જિસે જી, ત્રીજે સઘાડે આવ્યા સાધ
સા૦૧૪ દેવકી તવ રાજી હુઇજી, મનમાંહી ઉપનો વિચાર,
આહાર નવિ મલ્યો એહનેજી, કે ભૂલે આવ્યા અણગાર
સા૦૧૫ ભૂલ્યાનું તો કારણ એ નહીજી, દીસતા મોહટા
અણગાર, તીમરી વાર એ આવીયાજી, નહી એ તો સાધુ
આચાર સા૦૧૬ રુપ કલા ગુણે આગલાજી, દીસંતા સમ
આકાર, પહેલા જો એહને પૂછશુ જી, તો નહિ લે અમ
ઘર આહાર. સા૦૧૭ મોદક થાલ ભરી કરીજી, વહોરાવ્યા
તીસરી વાર, કૃષ્ણ જીમણ તણા લાવીનેજી, દેવકી મન ભાવ
ઉદાર સા૦૧૭ દુહા—મુનિ પ્રત્યે પ્રતિલાભીને, લિખી
મુનિ દેદાર, મનમા સશય ઉપનો, તે સુણજો સુવિચાર ૧
વાત એ અચરજ સારિખી, મુખશુ કહી ન જાય, કહ્યા
વિણુ સ્વાદ ન નીપજે વિણુ કહ્યુ કેમ રહેવાય ૨. દેવકી

મન એમ ચિંતવી, પ્રણમી બેકર જોડી, સાધુ પ્રત્યે પૂછતી હુવી, આલસ અલગું છોડી૦ ૩. (ઢાલ દૂસરી—રાગ ગોડી—મૃગાપુત્રની દેશી) મુનિવર નગરી દ્વારિકાજી રે, બાર જોયણ ને માન, કૃષ્ણ નરેસર રાજીયોજીરે, જેહની ત્રણ ખંડ આણ મુનિસર એક કરું અરદાસ. ૧. બહોંતેર ક્રોડ ઘર બાહુર છેજીરે, માંહે છે સાઠ કરોડ; લોક બહુ સુખિયા વસે જીરે, માંહે રામ કૃષ્ણની જોડ. મુ૦ ૨ લાખ કરોડરા ધણી વસેજીરે, નયરીમાં બહુ દાતાર; માહરે પુણ્ય તણે ઉદયેજી રે, મુનિવર આવ્યા ત્રીજી વાર, મુ૦ ૩ વડીય પુણ્યાઈ છે તાહરીજી રે, એમ બોલ્યા મુનિરાય; દેવકી મનમાં જાણિયું જી રે, એહને ખબર ન કાંય. મુ૦ ૪ હું પૂછું ઇણ કારણેજી રે, સાધો ન લીધો આહાર; માહરે પુણ્ય ઉદયે તણેજી રે, મુનિવર આવ્યા ત્રીજીવાર૦ મુ૦ ૫ મુનિવર ઉત્તર એમ કહે જી રે, નયરીમાં બહુ દાતાર; ત્રણ સંઘાડા શું નિકલ્યાજી રે, અમે છએ અણગાર. મુ૦ ૬ વલતા મુનિવર એમ કહેજી રે, તું શંકા મત આણ; તાહરે પહેલાં વહોરી ગયાજી રે, તે મુનિવર દૂજા જાણ, દેવકી લોભ નહીં છે કાંય, તે મુનિ દૂજા જાણ૦ મુ૦ ૭ દેવકી મન અચરિજ થયું જી રે, એ કિણ માંયે જાયા પૂત; રૂપ સુંદર અતિ શોભતાજી રે, મુનિવર કાકંદી ભૂત. મુ૦ ૮ આડી ફરીને એમ કહેજી રે, સાંભલજો મુનિરાય; ઉત્પત્તિ તુમારી કિહાં છેત્રી રે, તે દિયો મુજ બતાય. મુ૦ ૯ કોણ નગરીથી નિકલ્યાજી રે, તુમે વસતા કોન ગામ; કેહનાં છો તુમે દીકરાજી રે, કહેજો તેહનું નામ.

સુ૦ ૧૦ નાગ શેઠના અમે હીકરાજી રે, સુલેસા હમારી માય, ભદ્દિલપુરના વાસિયાજી રે, સયમ લીધો છએ ભાય. સુ૦ ૧૧ બત્રીશેં રંભા તજીજી રે, બત્રીશ બત્રીશ દાય, કુટુબ મેલ્યો અમે રોવતોજી રે, વિલ વિલ કરતી માય સુ૦ ૧૨ દુહા— મુનિ વચન શ્રવણે સુણી, ચિતે ચિત્ત મઝાર, એહવો પરિવાર તજીકરી, લીધો સંજમ ભાર ૧ હાથ જોડીને વિનવે, સાભલો મુનિરાય, કિશ્યા દુઃખથી તુમે નિકલ્યા, તે દિયો મુઝ બતાય. ૨.

(ઢાલ તીસરી)

(રાગ-અમે-એમ મુઝે અપરાધ)

જાતો કાલ ન જાણતા સાંભલ રે બાઈ, રહેતા મહેલ મઝાર, દાસ દાસી પરિવાર શુંજી, વલી બત્રીશ નાર, સાંભલ રે બાઈ, મં કરીશ મન ઉચ્ચાટ એ આકણી ભગવંત નેમ પધારિયા સાં૦ સાધુને પરિવાર, અમે ભગવંતને વાદિયાજી, વલી સુણિયો ધર્મ વિચાર સા૦ મં૦ ૨ વાણી સુણી વૈરાગ્યની સા, જાણ્યો અથિર સ સાર, સુખ જાણ્યા સહુ કારમા જી, અમે લીધો સયમ ભાર સા૦ મ૦ ૩ ચાર મહાવ્રત આદર્યા સા૦ ચારે મેરૂ સમાન, ત્યજી સ સાર સ યમ લીયોજી, દીધો છકાય ને અભયદાન સા૦ મ૦ ૪ માતા મેલી અમે ઝુરતી મા૦ તજી બત્રીશે નાર, સઘલા વલવલતા રહ્યાજી, મેં તો તોડ દિયો સ સાર સા૦ મ૦ ૫ છઠ છઠ ને પારણે મા૦ જાવ જીવ નિરધાર, અ તર હમારે કો નહી જી, છે એ તપ તણો વિચાર સા૦ મં૦ ૬ આજ છઠ્ઠ ને પારણે સા,

આવ્યા નયરી મઝાર; દોય દોય મુનિવર જુજુઆજી, એમ આવ્યા ત્રીજી વાર. સા૦ મ૦ ૭. દુહા—વલી વલી કીધી વિનતી, તુમે મોટા મુનિરાય; ઘરમાં તોટો શ્યો પડયો, તે દિયો મુઝ બતાય. ૧. વલતા મુનિવર બોલિયા, તુમે સુણો મોરી માય; ઘરમાં તોટો જે પડયો, તે દેઉં તુઝ બતાય ૨. (ઢાલ-ચોથી-પુણ્યતણા ફલ મીઠા રે જાણો, એ દેસી.) ઉંચા મહેલ સોહામણા, રચિયા વિવિધ પ્રકાર રે માઇ, તદ્વદ્ રૂપે સારખી, પરણાવી બત્રીશે નાર રે માઈ, પુણ્ય તણા ફલ મીઠા રે જાણો. એ આંકણી. ૧ પરણીને જબ ઘર આવીયા સાસુને લાગી પાય રે માઈ, તવ વહુને ઋદ્ધિ ઘણી જે, આપી તે મુઝ માય રે માઇ, પુણ્ય. ૨ બત્રીશ કરોડ સૌનૈયા જાણો, બત્રીશ રૂપૈયા સાર રે માઇ; બત્રીશ વૃદ્ધ નાટકના ટોલા, ઋદ્ધિ તણો, નહી પાર રે માઈ, પુ૦ ૩ બત્રીસ મુકુટ મુકુટ પરવારૂં, હેમ કુંડલ ને હાર રે માઈ, એકાવલા મુકતાવલી જાણો, કનક રયણ બલી સાર રે માઇ, પુ૦ ૪ બત્રીશ હાર મોતી તણા, બત્રીશ રતન તણા જાણ રે માઈ; તીસરા ચૌસરા હાર અને વલી, એમ કડગ તે તુડાય જાણુ રે માઈ, પુ૦ ૫ બત્રીશ સોનાના ઢોલિયા, બત્રીશ રુપાના જાણુ રે માઈ બત્રીશ સિંહાસન સોનાના, ઇમ હીજ કલશ વખાણુ રે માઈ પુ૦ ૬ બત્રીશ સોનાની કથરોટી, બત્રીશ રૂપાની જાણુ રે માઈ, બત્રીશે વલી તવા સોનાના, તિમ હી જ વાલ વખાણુ રે માઇ પુ૦ ૭ હય ગઈ રથ દાસ ને દાસી, બત્રીશ ગોકુલ જાણુ રે માઈ, બત્રીશ

સોના રૂપાંના દીવા, વલી આરીસા વખાણુ રે માઈ, પુ૦ ૮ બત્રીશ પીઠ સોનાં રૂપાના, ઈમ હી જ ધરેણાં અમૂલ્યે રે માઈ, પગે પડતાં સાસુએ દીધાં, એક સૌ–બાણુ બોલ રે માઈ પુ૦ ૯ એમ છએ બંધવની મલી, એક સો બાણુ જાણુ રે માઇ, એક સૌ બાણું ને ઋદ્ધિ અપાણી, આગળ વચન પ્રમાણુ રે માઈ, પુ૦ ૧૦ એણી પરે અમે સુખ ભોગવતા, નિગમતા દિન રાત રે માઈ, તોટો તો અમને કોઈ ન હુતો, એ અમે છએ ભ્રાત રે માઈ, પુ૦ ૧૧. દુહા– વારવાર એમ વિનવે, તુમે મોટા મુનિરાય, વૈરાગ પામ્યા કિણ વિધે, તે દિયે મુઝ બતાય ૧ (**ઢાલ પાંચવી**– અરણિક મુનિવર ચાલ્યા ગોચરી એ દેસી) નેમ જિણ દની મૈ વાણી સાંભળી, જાણ્યો અથિર સંસારોજી, કાયા માયા રે જાણી કારમી, કારમો કુટુમ્બ પરિવારોજી, મુનિવર ભાખે તૂ. શંકા મત કરે. એ આકણી લાખ ચૌરાસી રે જીવા યોનિમાં, ભમિયો અનન્તી વારોજી, જન્મ મરણ કરીને ઘણું ફરસિયો, ન રહી મણા લગારોજી મુ ૨ કરમ નચાવે રે તેમ એ નાચિયો, વિવિધ બનાવી વેશોજી, પાતક કીધાં રે જીવે અતિ ઘણાં, નવિ સુણિયો ધર્મોપદેશોજી૦ મું૦ ૩ એહવી દેશના અમે સાંભલી, જાણી સર્વ અસારોજી, છએ બંધવ તતખણ બૂઝિયા, લીધો સયમ ભારોજી મુ૦ ૪ પુણ્યને જોગે રે નરભવ પામિયા, લેઈ ધર્મની આથોજી, એ સુખ જાણ્યા રે અમે તો કારમા, કીધો મુગતિનો સાથોજી મુ૦ ૫ એહવા વયણા રે મુનિના સાભલી, દેવકી

કરે વિચારોજી, બાલક વયમાં રે સંયમ આદર્યો, ધન્ય એહના અવતારોજી. મુ૦ ૬ છપ્પન કોડી રે માહેરી સાહેબી, સાડા ત્રણ કરોડ કુમારોજી, દીઠા સઘલા રે માહરા રાજ્યમાં, કોઈ નહીં ઇણિ અનુહારોજી. મુ૦ ૭ ઇણે ઇણ વયમાં રે સંયમ આદર્યો, પાલે નિરતિચારોજી; ધન્ય ધન્ય માતા રે તારી કુંખને, જાયા રતન અમુલક સારોજી, સાધુજીના દરિસણ દીઠા રાણી દેવકી એ આંકણી૦ ૮ અંગ ઉપાંગ રે સઘલા સુંદરૂ, સૌમ્ય વદન મુખ શીશોજી; ઝોલી પાત્રા લીધા હાથમાં, તનુ સુકુમાલ મુનીશોજી. સા૦ ૯ ગજ જેમ ચાલે રે મુનિવર મલપતાં, બોલે વચન વિચારોજી. રાજકુમારની રે દીજે ઓપમા, જાણે કોઈ દેવ કુમારોજી સા૦ ૧૦ ધન્ય ધન્ય માતારે જેણે એ જનમિયા, દરશણે દૌલત થાયજી; નામ લીધાથી રે નવનિધિ સંપજે, પાતક દૂર પલાયજી સા૦ ૧૧. દુહા—આડી ફરી ફરી નિરખિયા, ધન્ય એહનો અવતાર; છએ સહોદર સારિખા, નહીં દેખું એહને અનુહાર ૧. (ઢાલ છઠ્ઠી-ધારણી મનાવે રે મેઘ કુમાર ને રે૦ એ દેસી.) નયણે નિહાલે રે રાણી દેવકી રે, મુનિવર રૂપ રસાલ; લક્ષણ ગુણે કરીને શોભતા રે, વાણી જેહની વિશાલ નય૦ ૧ જિણે ઘરથી એ પુત્ર નિકલ્યા રે, શું રહ્યો હોશે લાર; દીસંતા દીસે ઘણા સોહામણા રે, નલ કુબેર અનુહાર. નય૦ ૨ એણે અનુહારે રે મહારા રાજ-યમાં રે, અવર ન દીસે કોઈ; જો છ તો એક માહરો કૃષ્ણ છે રે, એમ મન અચરિજ હોય. નય૦ ૩ સીધુ સગપણ કોઈ

દિએ નહીં રે, આહરૂ હમણા જેમ, સુધી ખબર જ કોઇ નવિ પડે, એમ કેમ જાણ્યો માહરો એમ. નય૦ ૪ શ્રાવકનો સાધુ ને ઉપરે, હોવે છે ધર્મ સનેહ, મૈ ઘણું દીઠા સાધુ પૂરવે. રે, છ શું જાણ્યો કેમ પૂર્વ નેહ નય૦ ૫ જાતા દીઠા રાણી દેવકી રે, ઘણુ થઈ દિલગીર હિયડુ ફાટે તેહનું અતિ ઘણુ રે, નયણે વિછુટે નીર નય૦ ૬ દુહા— બાલપણે બોલ્યો હતો, અઇમત્તો અણગાર, આઠ જણીસ બાઇ દેવકી, બીજી નહી ભરત મઝાર ૧. એહવા પુત્ર જનમ્યા વિના, કેમ થાએ આણંદ, માહરે સંશય છે ઘણો, તે ભાગે નેમ જિણંદ ૨. દેવકી મન સામો થયો, જઈ પુછુ ઈણી વાટ, કેવલ જ્ઞાની મન તણા, સંશય ભાગણ હાર ૩ એમ ચિંતવી રાણી દેવકી, વંદણ શ્રી જિનરાય, સામગ્રી સર્વ સજી કરી, હરખ ધરી મન માય ૪ (ઢાલ સાતવી—હારે લાલ શીયલ સુરંગા માનવી૦ એ દેસી૦) હારે લાલ ચાકર પુરૂષ તેડાવીને, દેવકી રાણી બોલે વાણ રે લાલ ખિપ્પા મેવ ભો દેવાણુપ્પિયા, તૂ રથ વેગો જોતરાય રે લાલ નેમ વંદણ જાય શુ એ આકણી૦ ૧ હારે લાલ, ચાકર સુણી હર્ષિત થયો, ગયો જિહા યાનશાલ રે લાલ, તિહા જઈને સજ્જ કર્યો, રથ રુડો વિસરાલ રે લાલ નેમ૦ ૨ હા૦ ચાલ ઉતાવલી અતિ ઘણી, વલી ઉપકરણ રુલવા જાણ રે હા૦ બાહિરલી ઉવઠાણ શાલમે, રથ ઉભો રાખી આણ રે લા૦ નેમ૦ ૩ હા૦ ઘોડા ને માતા ઘણા, વલી છોટી સિંગડીયા જાણ રે લા૦ દીસે ઘણા એ સોહામણા,

એહવા વૃષભ તું આણુ રે લા૦ નેમ૦ ૪ હાં૦ સરિખાને ચાંદી નહી, જોવા સરખી બલદની જોડ રે લા૦ ચાલે ચાલ ઉતાવલી, જેહને શિંગે પૂંછે નહી ખોડ રે લા૦ નેમ૦ ૫ હાં૦ બલદ ને ઝુલા શોભતી, વલી સોનાની નાથ રસાલ રે લા૦ સોનાની ભલી શિંગડી, વલી ગલે તે ઘૂઘરમાલ રે લા૦ નેમ૦ ૬ હાં૦ ખંચિત સોનાની રાસડી, વલી સોના પચાલા જોત્ર રે લા૦ માથે તે ઘાલ્યો સેહરો, તું એણી પરે કર ઉદ્યોત રે લા૦ નેમ૦ ૭ હાં૦ વલી તે રથ શણગારિયો, તે સૂત્રે છે વિસ્તાર રે લા૦ બલદ જુગત સું જોતરી, લાવ્યો ઉવઠ્ઠાણુ શાલા મજાર રે લા૦ નેમ૦ ૮ હાં૦ ન્હાઇ ધોઇ મજ્જન કરી, વલી પહેર્યા નવ નવા વેશ રે લા૦ માણિક મોતી મુદ્રિકા, વલી ઘરેણા હાર વિશેષ રે લા૦ નેમ૦ ૯ હાં૦ આડમ્બર કરી અતિ ઘણો, આવી બૈઠા રથ માંય રે લા૦ આગલ બાંધી શી કરી, રથ બૈઠી દઢ થાય રે લા૦ નેમ૦ ૧૦ હાં૦ સાથે તે લીધી સાહેલિયાં, વલી ચાલ્યા તે મધ્ય બજાર રે લા૦ ચતુર તે બૈઠો સાંગડી, એ ગૃહસ્થોનો આચાર રે લા૦ નેમ૦ ૧૧

દુહા—નગર મધ્યે થઇ નિકલ્યા, સાથે બહુ પરિવાર; નેમિ જિણંદ જિહાં સમોસર્યા, ચાલ્યા તિણ હીજ ઠાર. ૧

(ઢાલ આઠવીં—કરમ પરીક્ષા કરણ કુમર ચલો રે૦એ દેસી૦)

ધજા ને પતાકા હો દીઠા રાણી દેવકી રે, પ્રભુ અતિશયની બાત; વિનય તો આદરી હો ઉત્તમ સાધુનો રે૦ એ તો જગત વિખ્યાત; સાંસો નિવારો હો પ્રભુ નેમજી રે. એ આંકણી.

રથને ઉપરથી હો હેઠે ઉતરી રે, દાસિયો ને પરીવાર, આણું આણ્યો હો રાણી દેવકી રે, સાચવી અભિગમ સાર સાં૦૨ દેઈ પ્રદક્ષિણા હો વાંદ્યા નેમજી રે, પાચે અંગ નમાય, હો ઘોઠા દો ઢિંચણ ભૂતલે થાપીને રે, મસ્તક ભૂઈ લગાય. સા૦ ૩ છએ મુનિ દેખી હો સંશય ઊપનો રે, હું એમ થઈ રે ઉદાસ, સાસો તો નિવારણ હો કારણ આવીયા રે, નેમ જિણેસર પાસ. સા ૪ ગુણ અનંતા હો પ્રભુજી તુમ તણા રે, જો હોવે જીભડી અનેક, રાગદ્વેષ બેહુને હો સ્વામી નિવારિયા રે, સહુ માથે મન એક સા ૫ ધન્ય દિવસ હો ધન્ય વેલા ઘડી રે, ભેટયા તરણ તારણ જહાજ, મનના મનોરથ હો પ્રભુજી માહરા રે, દેખીરે રહ્યા છો મહારાજ સાં૦ ૬. દુહા —દેઈ પ્રદક્ષિણા વાંદતા, બોલ્યા શ્રી જિનરાય, જિણ કારણ તુમે આવિયા, તે સુણજો ચિત્ત લાય ૧ નેમ કહે સુણો દેવકી, સાસો ઉપનો તુઝ, છએ મુનિવર દેખીને, તૂ પિછાણ આવી મુઝ ૨. તહત્તિ કેહે તવ દેવકી, જોડી દોનુ હાથ, હો સ્વામી સાચો પડયો, તે ભાગો જગનાથ ૩ એ છએ તાહરા દીકરા, તૂ શંકા મ કરે કાંય, છએ વોરણ જે આવીયા, તેહની તૂ છે માય ૪ (ઢાલ નવમી) ઝડે ૩૫ રે પુત્ર તુમારા રાણી દેવકી એ આકણી તીન સંઘાડે તુમે ઘર મુનિવર, આવ્યા તીજી વાર, તે દેખી ને સાસો પડિયો, છણ એકણ અનુહાર ઝડે૦ ૧ નાગ શેઠ સુલસા ઘર વધિયા, ન કરો શંકા લગાર, દેવકી રાણી તાહરા જન્મ્યા, નલ કુબેર અનુહાર. ઝડે૦ ૨ નહી નિશ્ચે સુલસા

ના જાયા, માનો બાત અમારી, ઉદર તમારે એ આલોટ્યા, નહી કોઈ માત અનેરી. રુડે૦ ૩ કિણુ વિધ પુત્ર અમારા પ્રભુજી, જોડી દોનું હાથ, એ જાયાનો મરમ ન જાણું, તે ભાખો જગનાથ. રુડે૦ ૪ જીવજસા તાહરી ભોજાઈ, બોલી તે આણ વિમાસી, અઈમંતો ઋષિ આવંતો દેખી, તેહની કીધી હાંસી. રુડે૦ ૫ ધન જોવન ને મદની માતી, બોલે તે ખોટી રીત, આવોને અઈમંતા મુનિવર, મલીને ગાઈયે ગીત. રુડે૦ ૬ મૂરખડી ગીતાની માની, ખબર પડે શી થારી; દેવકી ગર્ભ જે સાતમો થાશે, તે તુઝ કુલ ક્ષય કારી. રુડે૦ ૭ જરાસંધની તૂં પુત્રી, કંસ તણી ધણીયાણી. મારું બોલ્યું પાછું ન ફરે, તેં તે વાત ન જાણી; રુડે૦ ૮ એહવા વચન સુણીને કાને, કંસ ને જાઇ પુકારી; અઈમંતે ઋષિયે વચન કહ્યા જે, તે મુજને દુઃખકારી રુડે૦ ૯ તેહ વચન સુણી ને કંસે, કીધો. એક ઉપાય; વસુદેવ પાસે બોલ જ લીધો, દેવકી ગર્ભ જે થાય. રુડે૦ ૧૦ તે બાલક તો તો અમ ઘર વાધે, તવ માને વસુદેવ; કંસરાય તિહાં રાજી હુઓ, સુખ ભોગવે નિત્ય મેવ. રુડે૦ ૧૧ જે જે ગર્ભ ધરે છે દેવકી, તવ તિહાં તે કંસરાય; સાત ચૌકી તે ઉપરે મૂકી, કપટે ખેલે દાય. રુડે૦ ૧૨.

## પંચ પરમેષ્ઠિના અર્થ તથા તેના ૧૦૮ ગુણ.

અરિહંત; સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ એ પંચ પરમેષ્ઠિ છે, તેનો કંઈક અર્થ નીચે કહીએ છીએ: અરિહંત—અરિ–હંત—અરિ કહેતાં રાગદ્વેષાદિ જે શત્રુ

તેને હંત કહેતા હણનાર, બાર ગુણે કરી સહિત, સમોવસરણને વિશે બિરાજમાન, વિરહમાન તીર્થંકર જે શ્રી અરિહંત તેમને પ્રથમ નમસ્કાર. તેમના બાર ગુણના નામ-૧ અશોક વૃક્ષ, ૨ ફૂલની વૃષ્ટિ, ૩ દિવ્ય ધ્વનિ, ૪ ચામર, ૫ સિંહાસન, ૬ ભામંડલ, ૭ દુંદુભિ, ૮ છત્ર, એ આઠ પ્રાતિહાર્ય, હમેશા ભગવાનની સાથે રહે છે. તે આઠ ગુણ તથા ૯ અપાયાપગમાતિશય, ૧૦ જ્ઞાનાતિશય, ૧૧ પૂજાતિશય, ૧૨ વચનાતિશય. સિદ્ધ—જે સર્વ કર્મનો ક્ષય કરી લોકના અંતે સિદ્ધશિલા ઉપર પોતાની કાયાનો ત્રીજો ભાગ ઉણો કરતા બે ભાગની અવગાહનાયે બિરાજમાન થયા છે, તેવા આઠ ગુણે કરી સહિત, સિદ્ધ ભગવાનને બીજો નમસ્કાર તે આઠ ગુણનાં નામ-૧, કેવલજ્ઞાન, ૨ કેવલદર્શન, ૩ અવ્યાબાધ સુખ, ૪ ક્ષાયિક સમ્યક્ત્વ, ૫ અક્ષય સ્થિતિ, ૬ અરૂપીપણું, ૭ અગુરુલઘુ, ૮ અનંત બળ. આચાર્ય—સાધુઓમા જે રાજા સમાન, છત્રીસ ગુણે કરી સહીત હોય, તથા સાધુઓને સૂત્રના અર્થ ભણાવે તે આચાર્યના છત્રીસ ગુણનુ વર્ણન નીચે પ્રમાણે: ફરસ, રસ, ઘ્રાણ, ચક્ષુ, અને શ્રોત્ર-એ પાચ ઇંદ્રિયોના જે ૨૩ વિષય છે તે વિષયોને રોકવા એ પાચ ગુણ, તથા નવ પ્રકારની બ્રહ્મચર્ય વ્રતની ગુપ્તિને ધારણ કરવી તે નવ ગુણ તથા ક્રોધ, માન, માયા, લોભ એ ચાર કષાય ને તજવા એ ચાર ગુણ એમ અઢાર ગુણ-થયા. ફરસ ઇંદ્રિયના વિષય ૮-હળવો, ભારે, લુખો, ચોપડો, ખરબચડો,

સુંવાલો, ટાઢો અને ઉન્હો. રસ ઇંદ્રિયના વિષય ૫–મીઠો, ખાટો; કડવો, કષાયલો, અને તીખો. ઘ્રાણુઇંન્દ્રિયના વિષય ૨–સુરભિગંધ અને દુરભિગંધ. ચક્ષુઇંદ્રિયના વિષય–૫ સફેદ, કાલો, પીલો, લીલો, અને રાતો. શ્રોતેંદ્રિયના વિષય–૩ સચિત્ત, અચિત્ત અને મિશ્ર.

## સજીવ-નિર્જીવ સૃષ્ટિ યાને આગમ વિચાર.

૧ અપૂર્ણ આત્માઓની પ્રગતિ મુખ્યત્ત્વે જ્ઞાનશક્તિ ઉપર અવલંબી રહી છે. વ્યવહારમાં જેમ વાંચન, લેખન અને ગણિતનો જાણકાર સારૂં જીવન ગુજારી શકે છે, તેમ અધ્યાત્મ વિષયમાં જીવ અજીવના સમ્યગ્ સ્વરૂપનો જાણુ પોતાનું જીવન કંઈક કહેવા જેવી દિશામાં નિર્વાહ કરી શકે છે. આ વિદ્યામાં નિપુણ થનારા ઝડપથી આગળ વધે તેમાં તો નવાઈ જ નથી. પશ્ચિમના જર્મની તથા અમેરિકા વગેરે દેશોની અર્વાચીન આર્થિક સરસાઇ એ તેમની પૌદ્ગલિક વિદ્યાની નિપુણતાને આભારી છે. ભારતની પ્રાચીન ધાર્મિક સરસાઈ જેમાં આર્થિક ઇશ્વરતા પણ રહેલી હતી તે સાચી જ્ઞાનની–અધ્યાત્મ જ્ઞાનની નિપુણતા છે. ૨ જ્ઞાનને સાદા અર્થમાં જાણવાની શક્તિ કહીએ. જ્ઞાન એ આત્માનોજ એક ગુણ છે; તથાપિ દુનિયામાં બધાં સરખું જાણનારા નથી. તે સંસારી જીવોની અપૂર્ણતા બતાવે છે કે જેને આપણે 'ક્ષયોપશમ'ની વિચિત્રતાઓ લેખીએ છીએ. એથી કરીને 'કર્મની' પ્રતીતિ દ્રઢતાથી સિદ્ધ થાય છે. કેમકે સુખ વિરુદ્ધ દુઃખ, શ્વેત વિરુદ્ધ કૃષ્ણ, જન્મ વિરુદ્ધ મરણ

વિગેરેની જેમ ગુણ વિરુદ્ધ અવગુણ-દોષ છે, એ સહેલાઈથી સમજાય છે જે અવગુણ અર્થાત્ દોષ છે તે કર્મ છે ૩ કર્મવસ્તુ જડ-પુદ્ગલ દ્રવ્ય છે. જેમ સ્ફટિકને મલિન કરવાનો ધુળનો સ્વભાવ છે, તેમ આત્માને મલિન કરવુ એ કર્મનો સ્વભાવ છે કર્મ વસ્તુ ખહોલી છે, તથાપિ મન, વચન અને શરીરના જુદા જુદા લક્ષણોથી તેનુ કઈક દર્શન થાય છે જ્યા સુધી જીવને : એ ત્રણમાનુ એક પણ લાગેલુ હોય છે, ત્યા સુધી તે સસારી હોય છે સસાર એ કર્મ દોષથી દુષિત થયેલાઓની વિહાર ભૂમિ છે જેને વિદ્વાનો ભૂલ ભૂલામણીની ઉપમા આપે છે જ્યા સુધી આત્મા કર્મ દોષનો ક્ષય ન કરે, લાગેલા મેલને સંપૂર્ણપણે ધોઇ ન નાખે, ત્યા સુધી એ ભૂલભૂલામણીની બહાર આવી શકે જ નહિ વિહાર ભૂમિ ઉપર વિના વિશ્રામે વિહરનારને બધન જ રહે. કર્મ મેલને જેઓએ સર્વથા ટાળ્યો છે, તે અસસારી સપૂર્ણ સિદ્ધ પરમાત્મા કહેવાય છે આત્માના સ્વાભાવિક જ્ઞાન, દર્શન પ્રમુખ ગુણોનુ પૂર્ણ પ્રગટ થવુ તેજ પરમાત્માપણુ ૪ મુખ્ય કર્મ આઠ છે તેના ઉત્તર ભેદમા વધારેમા વધારે ૧૫૮ પ્રકૃતિ છે જેનો વિશ્વમા સર્વથા પ્રચાર જોઈએ છીએ. કર્મ વસ્તુ પુદ્ગલ છે અને તે ગ્રહણ કરાય છે શબ્દ, રૂપ, રસ ને ગધની જેમ જેનુ ગ્રહણ થાય તે કર્મ ગ્રહણ કરનાર આત્મ પ્રદેશો કે દેહ સબધી શુભાશુભ ચેષ્ટા કર્મ બનાવી આપે છે અને સુખ-દુઃખ તથા સશયાદિકના જ્ઞાનથી આત્માનું

અસ્તિત્વ સમજાય છે. આ આત્મપ્રદેશો સંખ્યામાં અસંખ્ય છે. તે સદા એક જુથમાં જ રહેવાવાળા છે. કદાપિ વિખુટા પડતા નથી. શરીરવશ પડવાથી તેમનું દર્શન શરીર દ્વારા થાય છે. તેમના શરીર બહુ જુદાં જુદાં પ્રમાણવાળાં હોય છે તો પણ એક સૂક્ષ્મ શરીરમાં એ બધા અસંખ્ય આત્મ પ્રદેશ અને મોટા બૃહદ્ સ્થૂળ શરીરમાં પણ તેટલાજ આત્મ પ્રદેશો હોય છે. હલકાં હોવાથી તેમના સ્થાન અનુસાર રૂની જેમ સંકોચ વિકોચ થઈ શકે છે, પરંતુ રૂ દેખી શકાય તેવું છે, રૂપી છે અને આત્મપ્રદેશ અરૂપી–નજરે નહી પડનાર અર્થાત અમર જ છે. ૫ નિયમ પ્રમાણે દરેક કાર્ય કારણ પૂર્વક બને છે. જેમ સોનું ન હોય તો આભૂષણ ન બને. લોખંડ ન હોય તો રેલના પાટા વગેરે ન બને. અજીર્ણ ન થયું હોય તો રોગ ન સંભવે. જીવ કર્મનો જે મેલાપ છે એ કાર્ય સકારણ છે. જીવ મિથ્યાભાવવાળો થાય તો કર્મ બાંધે. જીવ કષાયી, ક્રોધી, માની, કપટી અને લોભી બને તો કર્મ બાંધે, જીવ કામી બને, ભોગ–તૃષ્ણા-વાળો રહે, અવિરતિપણું સેવે તો કર્મ બાંધે. માનસિક, વાચિક અને દૈહિક વ્યાપાર ચેષ્ટાવાળો જીવ કર્મ બાંધે. પ્રમાદી જીવ–નિદ્રા, વિકથા, ખોટું બોલવા–જોવા તથા સાંભળવાના રસીયા પણ કર્મ બાંધે. પુણ્ય એ કર્મની શુભ પ્રકૃતિ અને પાપ તે કર્મની અશુભ પ્રકૃતિ છે. સારા પ્રશસ્ત કરણોથી–દાનાદિકથી, ન્યાયથી પુણ્ય બંધાય છે. નરસાં કારણોથી–હિંસા, જૂઠ, ચોરી, અશીયળ વિગેરે

અન્યાયથી પાપ બધાય છે સંસારમા અનુકૂળ સંજોગો છે, મળે તે પુણ્યનુ ફળ, પ્રતિકૂળ સંજોગો મળે તે પાપનુ ફળ, દેવતાઇ સુખ પુણ્યનુ ફળ બતાવે છે નારકીનું દુખ તે પાપનુ ફળ છે તીર્થંકર ભગવાનનુ ઐશ્વર્ય એ પુણ્યનો આદર્શ છે એક જ ડબામા પુરાયેલા અગણિત પશુગણની જેમ એક જ શરીરમાં અનન્તા જીવો સાથે રહેવુ એ તિર્યંચ જાતિનુ નિગોદપણુ, એ પાપનો આદર્શ. ૬ પુણ્ય તથા પાપને બધ તત્વમા સમાવી શકાય છે કેમકે જે બધ પડે છે તે પુણ્યનો અથવા પાપનો બધ એટલે ગાઠ એકબીજા સાથે સલગ્ન થવુ તે બધ કહેવાય છે લગ્ન ગ્રથીથી ઓળખાતો વર–કન્યાનો લગ્ન સબવ તે એક પ્રકારનો બંધ છે લગ્ન વિધાન ચાર મંગળ ફેરાથી વિહિત છે તેની જેમ કર્મ સાથે જીવનુ લગ્ન યાને બધ વિધિ ચાર પ્રકારે વિહિત છે, પ્રકૃતિ, સ્થિતિ, અનુભાગ એટલે રસ અને પ્રદેશ એ ચાર પ્રકારના બધ છે કર્મ બાંધનાર જીવ ચારે જાતના બધ બાધે છે કર્મ બાધતા તેનો સ્વભાવ, તેનુ કાલ પ્રમાણ, તેની ચિકાશ અને પુદ્ગલ પરમાણુંની સખ્યા એ સઘળુ એકી સાથે બધાય છે જે સ્વભાવ તે પ્રકૃતિ, જે સ્થિતિ તે કાળપ્રમાણુ, જે અનુભાગ તે ચિકાશ અને જે પ્રદેશ તે પુદ્ગલ પરમાણુની સખ્યા કર્મ બધના કારણુ ઉપર કહીજ ગયા તે મિથ્યાત્વ, કષાય, અવિરતિ અને યોગ ૭ મિથ્યાત્વ એ અજ્ઞાન છે દરેક જન્મધારીને એ જાણવાની શક્તિ સ્વાભાવિક હોય છે કારણુ કે પ્રાણીમાત્રને, નિગોદીઆને પણુ, અક્ષરનો અનં-

તમો ભાગ સદા ઊઘાડો-ખુલ્લો હોય છે. આ જાણવાની શક્તિ સઘળા જીવોની એક સરખી નથી હોતી. મોટા ભાગને અવાસિત શક્તિ હોય છે. જ્યારે બહુ અલ્પ ભાગને વાસિત જાણવાની શક્તિ હોય છે. જે અવાસિત શક્તિ તે અજ્ઞાન અને વાસિત શક્તિ તે જ્ઞાન. દારૂનો ઘડો દારૂની વાસનાથી અપવિત્ર-અસ્પૃશ્ય થાય છે. માંસનું ભાજન પણ એવી રીતે અપવિત્ર. ઘીનો ઘડો ઘીની વાસનાથી પવિત્ર ગણાય છે. ઘડો ઘડાનું કાર્ય કરે છે તથાપિ વાસનાના ભેદથી તેમાં ફરક પડયો. એક અપવિત્ર અને બીજો પવિત્ર, એક અગ્રાહ્ય અને બીજો ગ્રાહ્ય, તેની જેમ સુવાસના વાસિત જાણવાની શક્તિ તે જ્ઞાન, કુવાસનાવાલું તે અજ્ઞાન. જાણવાની શક્તિને વાસિત કરવાવાળી શ્રદ્ધા તે સુવાસના જ એક ગુણ છે. કર્મલેપથી તેનો આ ગુણ પણ તરેહ તરેહના દોષોથી દુષ્ટ બને છે, ખોટી શ્રદ્ધા એ છેલ્લી જ પંકિતની કુવાસના અને સાચી શ્રદ્ધા એજ ઊંચી પંકિતની સુવાસના જાણવી.

**કુવાસના એજ મિથ્યાત્વ છે. તેનું કિંચિત્ સ્વરૂપ નીચે પ્રમાણે. આશ્રવ અને મિથ્યાત્વનું સ્વરૂપ.**

જેટલો અવગુણ અગ્નિ ન કરે, જેટલો અવગુણ વિષ ન કરે, જેટલો અવગુણ કાળો સર્પ ન કરે, તેટલો અવગુણ મહા દોષ રૂપ અજ્ઞાન કરે છે. માટે અજ્ઞાન રૂપ આકરો દોષ તે મિથ્યાત્વ જાણવું. કોઈ જીવ અનેક પ્રકારે કષ્ટ ક્રિયા કરે તથા પંચાગ્નિ સાધના, તપશ્ચર્યાદિક કરે, પાંચ

ઇંદ્રિયોને વશ કરવા સારૂ આત્માને દમે, ધર્મને અર્થે ધન પ્રમુખનો ત્યાગ કરે, એટલા સર્વ કાર્ય કરે, પરંતુ જો એક મિથ્યાત્વને નથી છોડતો તો તેની ક્રિયા વિષના સરખી કદાગ્રહ હઠરૂપ જાણવી, અને તે જીવ સંસાર સમુદ્રમાં બૂડે કારણકે એક મિથ્યાત્વ છતા સર્વ ક્રિયા સંસાર હેતુ જાણવી, મિથ્યાત્વ પાંચ પ્રકારનું છે તે આગળ દેખાડે છે

દુહો—ડાભ અણી જલ બિંદુઆ, જેવો સધ્યા રંગ, ઈણિ પરે ચંચલ આઉખુ, (ચેત) જાગ સકે તો જાગ ।૧। આ અસાર સંસારને વિશે સંસારી જીવ આશ્રવને વશ પડયા થકા ધર્મ પામી શકતા નથી તે આશ્રવ આવવાના મૂળ હેતુ ચાર છે. અને ઉત્તર હેતુ સત્તાવન છે તે મૂળ હેતુનું વિવરણ લખીએ છીએઃ—

પ્રથમ મિથ્યાત્વ, બીજું અવ્રત, ત્રીજું કષાય, ચોથું જોગ એ ચાર મૂળ હેતુ છે હવે મિથ્યાત્વ થકી મૂકાવું તે ઘણું કઠિણ છે જ્યાં સુધી મિથ્યાત્વનો ઉદય ગયો નથી ત્યાં સુધી કોઈ જીવ સમકિત પામી શકે નહિ, આ સમકિત વિના કોઇ જીવનું આત્મહિત કાર્ય થાય નહિ—તે માટે પ્રથમ મિથ્યાત્વને તજવું તે મિથ્યાત્વના જઘન્યથી પાંચ ભેદ છે, ઉત્કૃષ્ટ દશ ભેદ છે પાંચ ભેદમાં પ્રથમ—૧ અભિગ્રહ મિથ્યાત્વ, તે કેવું છે, કે લીધો હઠ છોડે નહિ કોની પેઠે કે ગધેડાના પૂચ્છવત્ ૨ અનભિગ્રહ મિથ્યાત્વ, તે કેવું છે? સર્વેને દેવ, ગુરૂ જાણે પણ કોઈની પરીક્ષા જાણતો નથી, ભલા ભૂંડાની ખબર નથી ૩ આભિનિવેશિક મિથ્યાત્વ, તે કેવું છે? ખોટું જાણે પણ છોડે નહિ વીતરાગનો મારગ

સાચો જાણે પણ આદરે નહિ. કોની પેઠે? જેઓ પાર્શ્વનાથજીના ચારિત્ર થકી ભ્રષ્ટ થઈને ગોશાળા પાસે રહ્યા તેની પેઠે. ૪ સંશયિક મિથ્યાત્વ, જે વીતરાગના વચનમાં સમયે સમયે સંશય પડે, જેમકે એ વચન સાચું છે કે જુઠું છે, અથવા એ વાત આમ હશે કે નહિ હોય એમ ડામાડોળ મન રહે. ૫ અનાભોગ મિથ્યાત્વ કહેતાં અજાણપણું. જેથી ધર્મની કશી ખબર છે નહિ. તે સર્વથી અજાણ, નબળો છે. શા વાસ્તે? જે જાણ અજાણના ભાંગા આઠ છે. એ આઠ ભાંગાનો વિસ્તાર ઘણો છે, તે ગ્રંથ ગૌરવ થાય તે માટે લખ્યો નથી. તથા દશ ભેદ મિથ્યાત્વના કહ્યા છે તે શ્રી ઠાણાંગજીમાં છે તે રીતે જાણજો. એવી રીતે મિથ્યાત્વને ભજતો જીવ અનંતો કાળ પરિભ્રમણ કરે. માટે મિથ્યાત્વનો ત્યાગ કરી, દેવ, ગુરૂ ધર્મને ઓળખી, સમકિત સહિત ધર્મ કરણી કરે તે લેખામાં આવે, અને સમકિત વિના સર્વ ધર્મ કરણી છાર પર લીંપણ જેવી કાંઇ કામ આવે નહીં. કહ્યું છે કે "પ્રથમ જાણ પછી કરે કિરિઆ, એ પરમાર્થ ગુણકા દરિયા", માટે દેવ, ગુરૂ, ધર્મને પીછાની સમકિત સહિત ધર્મકૃત્ય કરવાં.

## સમકિતનું સ્વરૂપ

સમકિતના ઘણા પ્રકાર છે, પણ અલ્પ માત્ર લખું છું. સમકિતના મુખ્ય બે પ્રકાર છે, એક વ્યવહાર સમકિત અને બીજું નિશ્ચય સમકિત. તેમાં વ્યવહાર સમકિત તે અઢાર દુષણ રહિત દેવને દેવ માનવા. તે અઢાર દુષણ

નીચે મુજબ જાણવા, જેમા અ તરાય પાચ તે–એક દાનાતરાય, બીજુ લાભાતરાય, ત્રીજુ ભોગાતરાય, ચોથુ ઉપભોગાતરાય, પાચમુ વીર્યાતરાય એ પાંચ અતરાય, તથા હાસ્ય, રતિ, અરતિ, ભય, દુગછા, શોક, કામ, મિથ્યાત્વ, અજ્ઞાન, નિદ્રા, અવત, રાગ અને દ્વેષ, એ અઢાર દુષણ રહિત, રિખભાદિ ચોવીસ તીર્થંકરને શુદ્ધ દેવ, તરણ તારણ જહાજ રૂપ માનવા અને જે દેવ સસારથી તર્યા નથી તેવાને દેવબુદ્ધિએ માનવા નહિ ૨ ગુરૂ તે પ્રભુએ મુનિનો જે માર્ગ બતાવ્યો છે તે માર્ગે ચાલનાર, પચ મહાવ્રતના પાળનાર, છકાયના રક્ષક, શુદ્ધ પ્રરૂપક, તેમને ગુરૂ બુદ્ધિએ માનવા ૩ ધર્મ તે કેવળીએ પ્રરૂપ્યો જે આગામમા સાત નય તથા એક પ્રત્યક્ષ બીજુ પરોક્ષ એ બે પ્રમાણ અને ચાર નિક્ષેપે કરી સદ્દહે આ ત્રણ તત્વ ઉપર શ્રદ્ધા રાખવી તે વ્યવહાર સમકિત બીજુ નિશ્ચય સમકિત તે આવી રીતે–દેવ તે આપણો આત્માજ તથા નિશ્ચય ગુરૂ તે પણ આપણો આત્માજ તત્વ રમણી અને નિશ્ચય ધર્મ તે આપણા જીવનો સ્વભાવ છે. એવી સદ્દહણા તથા પોતાના આત્માનુ સ્વરૂપ અને પુદ્ગલનુ સ્વરૂપ જાણે આત્મા ચેતન ગુણ છે, અને પુદ્ગલ જડ ગુણ છે તેથી આત્મામા સર્વ પદાર્થ જાણવાની શકિત છે, પણ કર્મે કરીને અવરાયો છે એવો નિરધાર થવાથી બાહ્ય પદાર્થો છે તેના ઉપરથી મોહનો નાશ કરે છે ફક્ત આત્મ ગુણમા આનદ માને છે એવી સદ્દહણા તે મોક્ષનુ કારણ છે, કેમકે જીવ સ્વરૂપ ઓળખ્યા વિના કર્મ ખપે નહિ આવી શુદ્ધ સદ્દહણા તે નિશ્ચય સમકિત જાણવુ એમ સમકિત

સહિત અલ્પ ક્રિયા અનુષ્ઠાન ધર્મ કરણી સ્વર્ગનાં સુખ અને મોક્ષનાં શાશ્વતાં સુખ આપે છે. जन्मदुःखं जरादुःखं, मृत्युदुःखं पुनः पुनः। संसारसागरे दुःखं; तस्मात् जागृत जागृत १, અર્થઃ-જન્મનું દુઃખ, જરાનું દુઃખ, વારંવાર મૃત્યુનું દુઃખ; સંસાર સમુદ્રમાં દુઃખ છે, તે કારણુમાટે હે ચેતન! જાગ જાગ. ૧ આ સંસાર દુઃખથી જ ભરેલો છે. તેમાં પ્રાણી માત્ર સુખ મેલવવાની વાંચ્છા અજ્ઞાનતાથી જ કર્યા કરે છે, પરંતુ વાસ્તવિક સુખ તેમાં છે જ નહી. પણ ચારે ગતિમાં ભ્રમણ રૂપ જ છે, તો ઉપરના વિચારો વાંચી મનન કરી શુદ્ધ શ્રદ્ધા પૂર્વક સમકિતને ગ્રહણ કરો કે જેના વડે કરી આ પારાવાર સંસારના અનંત દુઃખો મટી ખરૂં સ્વાભાવિક સુખ જે મોક્ષ અર્થાત્ જન્મ-જરા-અને મૃત્યુના ભય વિનાનું અનંતુ સુખ પ્રાપ્ત કરી શકાય, બન્ધુઓ! એટલા જ માટે ધર્મની કેલવલી આપણા બાલકોને આપવાની ખાસ જરૂર છે. સંસારની ચારે ગતિના ભ્રમણરૂપ કેળવણી તો આ જીવે અનંતી વાર મેલવી અને મેળવ્યા જ કરશે, પરંતુ શુદ્ધ સમકિતને પમાડનારી તત્ત્વશ્રદ્ધા રૂપ કેલવણીની ખાસ જરૂર છે, માટે ગામોગામ દરેક જૈન ભાઈઓએ તનથી, મનથી અને ધનથી યથાશક્તિ મદદ કરી જૈનશાળાઓ-પાઠશાળાઓ અગર વ્યાવહારિક સાથે ઊંચા પ્રકારની ધર્મ કેલવણી મલે તેવો પ્રબંધ અવશ્ય કરવો જ જોઇએ.

